# બાળનિર્માણની વાર્તાઓ ભાગ - ૧૪


: લેખક :

આશાબહેન એ. શાહ 'સરસિજ'



પ્રકાશક :

**યુગ નિર્માણ યોજના વિસ્તાર ટ્રસ્ટ**

**ગાયત્રી તપોભૂમિ, મથુરા.**

ફોન (૦૫૬૫) ૨૫૩૦૧૨૮, ૨૫૩૦૩૯૯

મો૦ ૦૯૯૨૭૦૮૬૨૮૭, ૦૯૯૨૭૦૮૬૨૮૯

ફેક્સ (૦૫૬૫) ૨૫૩૦૨૦૦

પ્રાપ્તિ સ્થાન

શાખા અમદાવાદ

ગાયત્રી જ્ઞાનપીઠ, પાટીદાર સોસાયટી,

જૂના વાડજ, અમદાવાદ-૩૮૦ ૦૧૩

ફોન ૦૭૯-૨૭૫૫૭૨૫૨

સુધારેલી આવૃત્તિ ૨૦૧૦ કિંમત રૂા. ૧૫.૦૦

# અનુક્રમણિકા

# ૧. બુદ્ધિશાળી દીકરો

તે દિવસે શાળાંના બધાં બાળકો ઝૂંપડપટ્ટીમાં ગયાં હતાં. પોતાની સાથે તેઓ રમકડાં પણ લઈ ગયાં હેતાં. એવાં રમકડાં જે હવે એમને માટે ઉપયોગી નહોતાં. તે એ બાળકોને આપવાના હતાં, જેમની પાસે રમકડાં નહોતાં. મણિ પણ પોતાનાં કેટલાંય સ્વચાલિત રમકડાં લાવ્યો હતો. એની પાસે તો રમકડાંનો ભંડાર હતો. પોતાની સાથે લાવેલાં રમકડાં તેણે વહેંચી દીધાં હતાં. હવે એની પાસે ક્રિકેટનું બેટ અને દડો જ બચ્યાં હતાં, જેને માટે એ કોઈ સુપાત્ર શોધી રહ્યો હતો. અચાનક એની નજર પોતાની જ ઉંમરના ૧૧-૧૨ વર્ષના કિશોર પર પડી જે દૂર ઊભો આ બધું જોઈ રહ્યો હતો. એનાં કપડાં પરથી સ્પષ્ટ થતું હતું કે એ પણ આ જ વસ્તીનો રહેવાસી હતો. બસ ! દડો-બેટ માટે ઠીક રહેશે ! આવું મનમાં જ બોલીને મણિ એના તરફ ગયો.

લે ! આ તારા માટે છે ! મણિએ એની સામે બેટ-દડો ધર્યાં.

કિશોર ચુપ ઊભો રહ્યો. મણિએ ફરીને એ જ વાત કહી. એ કિશોર થોડીવાર એને ઘૂરતો રહ્યો, પછી તીખા સ્વરમાં બોલ્યો, પાપ અને લાંચની કમાણી પોતાની પાસે જ રાખ.

એટલે ? મણિએ ઊંચા અવાજે પૂછ્યું.

‘‘એટલે એમ કે તારા પૂજ્ય પિતાશ્રી ગરીબોને હેરાન કરીને લાંચ લઈને તમારા માટે ખુશી લાવે છે, પણ યાદ રાખજે આ ગરીબોની હાય ક્યારેક ને ક્યારેક તને લાગશે જ’’ એ કિશોરે



કહ્યું.

"આ વાતની શી સાબિતી છે તારી પાસે ?" મણિએ તેને તરત જ પૂછ્યું.

"સાબિતી હું પોતે જ છું" એ કિશોર બોલ્યો.

"કેવી રીતે ?" મણિએ ઉત્સુકતાથી પૂછ્યું.

"તારે જાણવું હોય તો કહું તને, હું નાનો હતો ત્યારે જ મારા પિતાજી મરી ગયા. એમની જે દુકાન હતી એ માએ ભાડે આપી દીધી. એ ભાડામાં જ મુશ્કેલીથી અમારું પાલનપોષણ થયું. હવે મેં મોટા થઈને વિચાર્યું કે હું દુકાન લઈશ તો ઘરનું દુઃખ થોડું ઓછું થશે. દસ-બાર વર્ષ પહેલાં જેટલું ભાડું નક્કી થયું હતું એ જ આજે પણ મળે છે. એટલે એમાં વધતી જતી મોંઘવારીમાં ગુજારો થવાનું મુશ્કેલ છે. દુકાન ખાલી કરાવવા મેં નોટિસ આપી, વકીલ રાખ્યો. નિયમ પ્રમાણે દુકાન ખાલી થઈ જવી જોઈએ પણ વિશ્વાસપાત્ર લોકો દ્વારા સાંભળ્યું છે કે તારા પિતાજીએ ભાડુઆત પાસેથી મોટી લાંચ લઈને આ દુકાન

ખાલી ન કરવાનો ફેંસલો સંભળાવી દીધો છે. અમારા બહુ પૈસા બરબાદ થયા. બીજા પાસેથી ઉધાર લઈને ખર્ચો કર્યો હતો પણ કંઈ વળ્યું નહીં. સમજાતું નથી કે હું શું કરું ? ભણવા માટે મારી પાસે પૈસા નથી અને ભણીગણીને મને કામ મળી જશે એ પણ નક્કી નથી !'' એ કિશોર દુ:ખી મને કહી રહ્યો હતો.

''તને બરાબર ખબર છે કે પિતાજીએ જ તારો ફેંસલો આપ્યો હતો ?'' મણિએ પૂછ્યું.



''હા, હું બરાબર જાણું છું કે એ તારા પિતાજી જ છે. મેં ઘણી વખત તને તારા પિતાજી સાથે જોયો છે.'' કિશોર કહેતો હતો.

મણિ આ સાંભળીને ખિન્ન મને ચુપચાપ ત્યાંથી પાછો વળી ગયો. પિતાની લાંચિયાગીરીથી કેટલીયવાર એ મિત્રો દ્વારા

પણ અપમાનિત થયો હતો. એટલું જ નહીં પણ એના પાડોશી અને સગાંવહાલાં પણ પીઠ પાછળ નિંદા કરતાં હતાં, એ પણ મણિએ એક-બે વખત સાંભળી હતી. એનું મન દુઃખી થઈ ગયું. આજે તો એની સામે સ્પષ્ટ થઈ ગયું હતું કે પિતાજી કેવી રીતે ગરીબોનાં આંસુઓથી વૈભવ માટે વસ્તુઓ ખરીદે છે.

ઘેર જઈને મણિ સુસ્ત થઈને પડ્યો રહ્યો. એને સમજાતું નહોતું કે કેવી રીતે એ પિતાને રોકે ? ન્યાયની ખુરશી પર બેસીને જે અન્યાય કરે એને શું કહેવું ? મણિએ સંકલ્પ કર્યો કે હવે આ અન્યાયનો પ્રતિકાર કરવો જ પડશે.

મણિએ ઘણીવાર માને પિતાજીના આ કામનો વિરોધ કરતાં અને સમજાવતાં સાંભળ્યા હતા. એટલે એણે માની મદદ લેવાનો વિચાર કર્યો. એણે માને પેલા કિશોરની બધી વાત કહી દીધી. મણિએ માને પોતાની યોજના પણ સમજાવી દીધી.

રાતે જમતી વખતે જજસાહેબે કહ્યું, ‘‘આજે મણિ ક્યાં છે?’’

‘‘આપણે જમી લઈએ.’’ મણિની માએ જવાબ આપ્યો.

સૂતી વખતે પણ મણિ ન આવ્યો તો જજસાહેબે ફરી એની માને કહ્યું, ‘‘મણિ ગયો છે ક્યાં ? કંઈક કહીને તો ગયો હશે?’’

એની માએ એક મોટો નિસાસો નાખીને કહ્યું, ‘‘હવે એ અહીં નહીં રહે.’’

‘‘તું શું કહે છે ?’’ જજસાહેબ કશું સમજ્યા નહીં અને આશ્ચર્યથી બોલ્યા.

મણિની માએ ચુપચાપ એ પત્ર લાવીને એમને પકડાવી દીધો જે મણિ એમના માટે લખીને ગયો હતો. એમણે જલદીથી ખોલ્યો. એમાં મણિએ પિતાને નમ્ર નિવેદન કર્યું હતું કે એ હવે સદાને માટે ઘર છોડીને જઈ રહ્યો છે કારણ કે એ લાંચ લઈને ગરીબો અને અસહાયોને અકારણ સજા આપે છે. એમની હાય લઈને વૈભવની વસ્તુઓ ખરીદે છે એટલે એનો અંતરાત્મા એમને ધિક્કારે છે. આ બાબતમાં સાથીઓ જ્યારે ને ત્યારે એને મહેણાં મારે છે. એણે એ કિશોરની કથા પણ લખી હતી જે એને ગઈ કાલે મળ્યો હતો.

''પણ એ ગયો છે ક્યાં ?'' જજસાહેબે ચિંતાથી પત્નીને પૂછ્યું.

એમણે કહ્યું કે એનો એક મિત્ર ભાડે ઓરડો રાખીને રહે છે મણિ પણ એની સાથે રહેવા ચાલ્યો ગયો છે. એ કહેતો હતો કે ટ્યુશન કરીને એ પોતાના ભણતરનો ખર્ચો કાઢશે.

''જાવ એને જઈને લઈ આવો.'' જજસાહેબે પત્નીને આદેશ આપ્યો.

''તમે જાણો તો છો કે મણિ કેટલો જિદ્દી છે. જ્યાં સુધી એની વાત પૂરી નહીં થાય ત્યાં સુધી કદી નહીં આવે.'' પત્નીએ ઉત્તર આપ્યો.

જજસાહેબ થોડીવાર વિચાર કરતાં કરતાં આમતેમ આંટા મારતા રહ્યા. એ નબાપા છોકરાનો અસહાય ચહેરો એમની આંખો સામે ફરવા લાગ્યો. એની વાતો એમના કાનમાં ગુંજવા લાગી. એ જ નહીં બીજાં પણ અનેક ચહેરા એમની આંખો

સામે ઘૂમવા લાગ્યા, જેમના વિરુદ્ધ એમણે ન્યાયની ખુરશી પર બેસીને અન્યાય કર્યો હતો. એમનું મન ખિન્ન થઈ ગયું. થોડી વાર ચુપચાપ ખુરશીમાં બેસી રહ્યા. પછી પત્ની સામે જોઈને બોલ્યા, ''સાંભળ ! મેં વિચારી લીધું છે કે હવે હું લાંચ નહીં લઉં.''

''સારી રીતે સમજી-વિચારીને નિર્ણય લેજો જેથી પાછળથી પસ્તાવો ન થાય'' મણિની માએ કહ્યું.

''સારી રીતે વિચારી લીધું છે તમે લોકોએ મારી આંખો ખોલી નાંખી છે. ચાલો મણિને પાછો લઈ આવીએ.'' જજ-સાહેબ બોલ્યા.

મણિની માની આંખો ખુશીથી ચમકી ઊઠી. એમની બે ઈચ્છાઓ એકસાથે જ તો પૂરી થઈ રહી હતી. દીકરો તો ઘેર આવી જ જશે સાથે જ જેમને સમજાવી-સમજાવીને એ હારી ગઈ હતી એ પતિ આજે સચ્ચાઈ અને ઈમાનદારીના રસ્તે આવી ગયા હતા.

## ૨. સંકલ્પનું બળ

'પકડો', 'મારો', 'બચીને જાય નહીં', 'પોલીસને સોંપી દો' 'કપડાં ઉતારીને જંગલમાં છોડી દો', ન જાણે કેટલાય અવાજો બસના ખૂણામાંથી આવતા હતા. ચાર-પાંચ જણા સતત રમેશને થપ્પડ અને મુક્કા મારતા હતા. રમેશ એકદમ ડરી ગયો હતો. આમ પણ આ ચોથી વખત એણે ખિસ્સું કાપ્યું હતું. બીજીવાર એ પકડાઈ ગયો હતો પણ તરત પોતાને નિર્દોષ



સાબિત કરીને ભાગી છૂટ્યો હતો. આજ જેટલી ધોલાઈ, આજ જેટલું અપમાન કદી નહોતું થયું. આજે તો લાગતું હતું કે લોકો એને મારી જ નાખશે. ભય અને અપમાનથી એનો ચહેરો ફિક્કો પડી ગયો હતો. એની સાથે ચડનારા બે સાથી મોકો જોઈને ખસી ગયા હતા. બસમાં એ એકલો જ રહી ગયો હતો. એ કરગરતો હતો પણ એની વાત સાંભળવાની ફુરસદ કોને હતી અને શા માટે હોય ? કેમકે એ રંગેહાથ પકડાઈ ગયો હતો. રમેશ ગભરાતો હતો કે આજે તો ન જાણે શું વીતશે ? કોઈ મુસાફર એને થાણામાં આપી દેવા કહેતું હતું તો કોઈ એને નકામું છે એમ કહેતું હતું. થાણા આગળ બસ ઊભી રહી તો રમેશે ઊતરવા માટે પગ ઉપાડ્યો. વાત અહીં જ રહી જાય ત્યાં સુધી તો ઠીક હતું પણ પાછળ ઊભેલા બે યુવકોએ એનો કોલર જોરથી ખેંચીને બે-બે થપ્પડ એના ગાલ પર લગાવી

અને બોલ્યા "તને તારે ઘેર નહીં છોડીએ." અનેક મુસાફરોનો મત હતો કે આ ખિસ્સાકાતરુને પાઠ ભણાવવો જોઈએ. એનાં કપડાં ઉતારી, પૈસા લઈને જંગલમાં જ ઉતારી મૂકવો જોઈએ. અંતે એમણે એમ જ કર્યું. શહેરથી લગભગ ત્રીસ કિલોમીટર દૂર જંગલમાં ડ્રાઈવરે બસ રોકી. ગુસ્સાથી ભરેલા દસ-બાર મુસાફરોએ થપ્પડ-મુક્કાથી અંતિમ વાર એની પૂજા કરી અને મોઢામાંથી લોહી નીકળ્યું ત્યાં સુધી છોડ્યો નહીં. કેટલીક વ્યક્તિઓએ એનાં કપડાં ઉતારી લીધાં કેવળ એક અન્ડરવેર એના શરીર ઉપર રહેવા દીધું. એ પણ એમ કહીને કે, "એ પછી ઉતારીશું. તને શરમ નથી પણ અમને તો છે." કોઈકે એના ખિસ્સામાંથી પેન કાઢી શાહીથી રમેશનું મોઢું કાળા રંગથી રંગી દીધું. રિફિલવાળી પેનોથી કેટલાકે એનાં મોં, પેટ, છાતી, હાથ વગેરે પર "ચોર", "સાવધાન", "ખિસ્સા-કાતરુ" આદિ શબ્દો લખ્યા. રમેશ જરા પણ વિરોધ કરી શક્યો નહીં કેમ કે એના હાથ લોકોએ પકડી રાખ્યા હતા. જ્યારે એ બધા આ કાર્યથી સંતુષ્ટ થયા ત્યારે એમણે એને ધક્કો મારીને બસમાંથી ઉતારી દીધો. એ સડક પર ઊંધા માથે પડ્યો. ત્યારે એક ઘરડા સજ્જનનું હૃદય પીગળી ગયું. એમણે વચ્ચે પડતાં કહ્યું, "હવે રહેવા દો, એને ઘણો દંડ મળ્યો. બસ ચલાવો." એમણે ઘણું કહ્યું ત્યારે એને છોડ્યો.

બસ જતી રહી, એના કપડાં-પૈસા પણ જતાં રહ્યાં. ઠંડી ઋતુમાં જંગલમાં ઊભેલો રમેશ ધ્રૂજવા લાગ્યો. એનું એટલું

અપમાન થયું હતું કે એને એમ થતું હતું કે ધરતી ફાટે તો એમાં સમાઈ જાય. એ ત્યાં કેટલીયવાર સુધી બેઠો બેઠો હીબકાં ભરીને રડતો રહ્યો. પોતાનાં કુકર્મો તરફ ઘોર વૈરાગ્ય એના મનમાં આવવા લાગ્યો. એણે સંકલ્પ કર્યો કે જીવતે જીવ હવે એ આ કામ કદી નહીં કરે. એ પણ સમાજનો એક સન્માનિત નાગરિક બનશે.

એ વખતે રમેશ સામે સૌથી મોટી સમસ્યા હતી ઘેર જવાની. કપડાં પહેર્યાં વિના તે ગામમાં કેવી રીતે જાય ? ત્યાં પણ જે અપમાન સહેવું પડશે તે વિચારતાં એની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. ઘણા સમય સુધી રડ્યા બાદ મન કંઈક હળવું થયું. એને એક એક કરીને વીતેલી વાતો યાદ આવવા લાગી. બાળપણમાં માના મોત બાદ તે કેવો એકલો પડી ગયો હતો. થોડા સમય બાદ બીજું લગ્ન કરીને પિતાજી તો એમનું દુઃખ ભૂલી ગયા હતા પણ તેની ઉપર સાવકી માના અત્યાચાર સતત વધતા જતા હતા. પિતાને એ બધું જોવાનો સમય પણ નહોતો કે રુચિ પણ નહોતી. પરિણામે અંતર્મુખી રમેશ વિદ્રોહી થતો ગયો. કૉલેજમાં તે ખરાબ છોકરાઓની સંગતે ચડી ગયો. વર્ગ છોડીને ભાગવું, વર્ગમાંથી રૂપિયા-ચોપડીઓ ચોરી લેવી, સિનેમા જોવી, સિગારેટ, દારૂ પીવા વગેરે કામોમાં તે પાવરધો થઈ ગયો હતો. હમણાં થોડા દિવસોથી નવો ધંધો શરૂ કર્યો હતો, ખિસ્સું કાતરવાનો. ત્રણ-ચાર સાથીઓ મળીને આ કામ કરતા હતા. જે કંઈ મળતું તે સરખા ભાગે વહેંચી લેતા

હતા. રમેશને આજે રહી-રહીને યાદ આવતું હતું કે તેની શાળાના સુધીરસાહેબે ઘણીવાર તેને એકલાને બોલાવીને સમજાવ્યો હતો કે તે ખરાબ છોકરાઓનો સંગ છોડીને ભણવામાં મન લગાડે જેથી તે સારો નાગરિક બની શકે. રમેશ તેમની સામે તો ચુપ રહેતો પણ પાછળથી તેમની મજાક કરતો. માસ્તર- સાહેબની પત્ની તેની માની બહેનપણી હતી. તેમણે ઘેર જઈને તેમની પત્નીને પણ કંઈક કહ્યું હતું, કેમકે જ્યારે તે જતો ત્યારે તે પણ એને તે જ રીતે સમજાવતો. રમેશે ધીરે ધીરે ત્યાં જવાનું જ છોડી દીધું.

અચાનક જ રમેશને એની મૃત મા યાદ આવી. ''એ આજે હોત તો....'' વિચારીને રમેશની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તે વિચારવા લાગ્યો કે શું તે એનો દીકરો છે-જે એને ધર્મ-ગ્રંથોની કથાઓ સંભળાવી-સંભળાવીને સારા બનવાની પ્રેરણા આપ્યા કરતી હતી. જે હંમેશાં કહ્યા કરતી કે મારો રાજા દીકરો મોટો થઈને બહુ જ સારો બનશે. રમેશને લાગ્યું કે જાણે એની મા એની પાસે ઊભી રહીને એને ધિક્કારી રહી છે અને ફરી સન્માર્ગ ઉપર ચાલવાની પ્રેરણા આપી રહી છે. થોડીવાર સુધી રમેશ ત્યાં ખોવાયેલો હોય તેમ બેસી રહ્યો. જ્યારે એ બરાબર ભાનમાં આવ્યો તો એને લાગ્યું કે તેના અંતર્મનમાં એકાએક પરિવર્તન થઈ ગયું છે. સારા માર્ગ ઉપર ચાલવાના સંકલ્પનો એનામાં ઉદય થયો છે. થોડીક જ ક્ષણો હોય છે જે વ્યક્તિત્વને બદલી નાખે છે, નહીં તો મહિનાઓ અને વર્ષો પણ કંઈ જ નથી કરી શકતાં. ઘરની એ કડવી સ્થિતિઓ જેમની

ઉપર તે નકારાત્મક વલણથી વિચારીને વિદ્રોહી બની ગયો હતો, તેમની ઉપર તે હવે હકારાત્મક વિચાર કરવા લાગ્યો. તે વિચારવા લાગ્યો, ''જીવનમાં માનો પ્રેમ ના મળ્યો તો શું થઈ ગયું ? પિતાનું સંરક્ષણ તો છે ને. કેટલાંય અભાગિયાં બાળકો હોય છે જેમને એ પણ નથી હોતું. જેઓ ભણવા ઇચ્છતાં હોવા છતાં ભણી નથી શકતાં. જેમને પેટ ભરવા માટે પણ સખત મહેનત કરવી પડે છે.''

દૃષ્ટિકોણ બદલાતાં જીવન બદલાઈ જાય છે. આજે રમેશનું જીવન ઘણું બધું બદલાઈ ગયું હતું. એણે એની મૃત માને મનોમન શ્રદ્ધાપૂર્વક પ્રણામ કર્યાં અને એવો સંકલ્પ કર્યો કે તે મન લગાવીને ભણશે. ખરાબ છોકરાઓની સંગત અને ખરાબ આદતોને સદંતર છોડી દેશે.

સાંજ પડવા આવી હતી. રમેશ ઊઠ્યો અને પાણીની શોધમાં નીકળી પડ્યો. થોડે દૂર ગયા બાદ એક તળાવ આવ્યું. ત્યાં તેણે એનું શરીર ઘસી-ઘસીને ધોયું અને પછી ઘરનો રસ્તો પકડ્યો. થોડેક દૂર સુધી તો તે પગથી ચાલતો રહ્યો. થોડા સમય બાદ તેણે એક બળદગાડું આવતું જોયું. રમેશે વિનંતી કરીને તેને રોક્યું અને એમાં બેસી ગયો. કપડાં અને સામાન ડાકુઓએ છીનવી લીધાં છે- એવી ખોટી વાત બનાવીને રમેશને કહેવી પડી. દયા કરીને એક માણસે તેની જૂની ચાદર રમેશને શરીર ઢાંકવા માટે આપી દીધી. રમેશે એ માણસ પ્રત્યે ઘણો જ આભાર વ્યક્ત કર્યો. નગરના પાદરે આવીને રમેશ બળદગાડી-

માંથી ઊતરી પડ્યો અને તે બધાનો ઘણો આભાર માન્યો.

બીજા દિવસે રમેશ દોસ્તોના એ અડ્ડા ઉપર ન જતાં સીધો શાળાએ પહોંચ્યો. મહિનાઓથી ભણવાનું છૂટી ગયું હતું. વાર્ષિક પરીક્ષાના બે મહિના બાકી હતા. "આ વખતે તો મારે ચોક્કસ પાસ થવું છે" એવો એણે નિર્ણય કર્યો. એની મોટી સમસ્યા એ હતી કે પાઠ્યક્રમ કેવી રીતે પૂરો કરવો. અત્યાર સુધી તો એણે પુસ્તકોને હાથ પણ નહોતો અડાડ્યો. અચાનક તેને સુધીરસાહેબની યાદ આવી. આવી સંકટની ઘડીમાં તે એને દેવદૂત જેવા લાગ્યા. તે એમના ઘરે ગયો અને તેમના પગમાં પડીને બોલ્યો, "હું પણ કેવો મૂર્ખ હતો કે તમારી વાતને ટાળતો રહ્યો. સાહેબ હવે હું બદલાઈ ગયો છું. મેં ખરાબ છોકરાઓની સોબત છોડી દીધી છે. હું આ વર્ષે પાસ થવા માંગું છું. હું મન લગાવીને ભણીશ. કૃપા કરી મારી મદદ કરો."

તેના આ પરિવર્તનને જોઈ માસ્તરસાહેબ અને તેમનાં પત્ની ખૂબ પ્રસન્ન થયાં. માસ્તરસાહેબે તેમના ઘેર કેટલાક કલાકો ભણાવીને તેનો પાઠ્યક્રમ પૂરો કરાવ્યો. તેમની મહેનત અને રમેશનો સંકલ્પ સફળ થયાં. પરીક્ષાનું પરિણામ આવ્યું તો તે બીજા વર્ગમાં પાસ થઈ ગયો હતો.

આ દરમિયાન રમેશના સાથીઓએ તેને સમજાવવા-ફોસલાવવાની ઘણી કોશિશ કરી પણ હવે એ બધું નકામું ગયું. કેમ કે હવે તેને સાચા-ખોટાની ઓળખાણ થઈ ગંઈ હતી. મન લગાવીને ભણવું અને સારા બનવું એ જ એના જીવનનું ધ્યેય બની ગયું હતું.

# ૩. નેહાની સુમતિ

"સાહેબ ઈસ્પિતાલમાં છે. ઑફિસ જતાં તેમું સ્કૂટર કોઈક કાર સાથે અથડાઈ ગયું. સવારથી લોહી ચડાવવામાં આવી રહ્યું હતું તે હવે ઑક્સિજન ઉપર છે." કોઈક અજાણી વ્યક્તિએ આવીને અનિતાને સૂચવ્યું.

આ સમાચાર સાંભળીને અનિતાનું તો માથું ફરવા લાગ્યું. તેની આંખો સામે અંધારું છવાઈ ગયું. ત્યાં અજાણ્યા માણસે કહ્યું, "પૈસાની અત્યારે જરૂર છે જેથી યોગ્ય ઈલાજ થઈ શકે. બજારમાંથી કંઈક કીમતી દવાઓ લાવવાની છે."

"કેટલા રૂપિયા જોઈએ ?" અનિતાએ રુંધાયેલા કંઠે પૂછ્યું.

"એક હજાર તો આપો. તમે પણ હમણાં જ મારી સાથે ચાલો." એ માણસે કહ્યું.

અનિતા એ ખરાબ સમાચાર સાંભળી તેનું ધૈર્ય અને વિવેક બંને ખોઈ બેઠી. હાંફતી હાંફતી તે એની દીકરી નેહાના રૂમમાં ગઈ અને કહેવા લાગી "નેહા ભણવાનું છોડી જલદી ચાલ તારા પિતાને ઈસ્પિતાલમાં દાખલ કર્યા છે."

"શું ! કેવી રીતે તમને ખબર પડી ?" નેહાએ આશ્ચર્યથી કહ્યું, "એક માણસ સમાચાર લઈને આવ્યો છે. બહાર બેઠો છે. જલદી પૈસા કાઢ. વાર ના કર." નેહાની માએ કહ્યું.

નેહા પણ થોડીક ગભરાઈ. તેણે જલદી લોકર ખોલ્યું. એ લોકરમાં તો બસો રૂપિયા જ હતા. મહિનાનો અંત હતો અને બે-ત્રણ દિવસ પહેલાં જ ગરમ કપડાં ખરીદવામાં પૈસા ખર્ચી



નાખ્યા હતા.

"પડોશમાં શર્માકાકીને ત્યાં જઈને પૈસા માગી લાવ." માએ આદેશ કર્યો.

રસ્તામાં નેહા વિચારવા લાગી, "આ માણસ તો અમારા માટે અજાણ્યો છે. કોણ જાણે તે કેવો છે ? સાચું કહી રહ્યો છે કે ખોટી વાતો કરે છે. ક્યાંક એવું ના હોય કે કોઈક ઠગારો હોય. પૈસા પણ લઈ જાય અને એની સાથે જઈને અમે પણ કોઈક મોટી મુસીબતમાં ફસાઈ જઈએ."

અચાનક એને વિચાર આવ્યો. 'પિતાજીની ઑફિસમાં ફોન કરીએ તો ? ત્યાંથી કંઈક ખબર તો મળશે.'

શર્માકાકીને એણે બધી વાત કરી. એમણે પણ એ જ સલાહ આપી કે કોઈક અજાણ્યાની વાત ઉપર એકદમ વિશ્વાસ ન કરવો જોઈએ. એટલું જ નહીં, કોઈક અપરિચિત ઘેર બેઠો છે એમ સાંભળીને તેમણે સુરક્ષાની દૃષ્ટિએ તેમના દીકરાને તરત

નેહાની મા પાસે મોકલ્યો.

નેહાએ પિતાજીની ઑફિસે ફોન કર્યો. ફોન તેમણે જ ઉપાડ્યો. નેહા તેમનો અવાજ સાંભળીને ચોંકી અને સાથે સાથે ખુશ પણ થઈ. તેણે પિતાજીને જલદી-જલદી બધી જ વાત કરી.

પિતાજીએ એને સમજાવ્યું, "તરત જ શર્માકાકીને લઈને ઘેર પહોંચી જા. એ આદમીને ખબર ના પડે કે તને સાચી વાતની જાણ થઈ ગઈ છે. એને વાતોમાં વાળી રાખો હું પોલીસને લઈને જલદી ઘેર આવી રહ્યો છું."

"પૈસા લાવી ? ચાલો, હવે જલદી જઈએ. નેહાને ઘેર પહોંચતાં જ એની માએ કહ્યું.

"મા, કાકીએ કહ્યું છે કે વધારે પૈસાની જરૂર પડે તેથી ભાઈ રૂપિયા લેવા બૅંકમાં ગયો છે હમણાં આવતો જ હશે." નેહાએ કહ્યું.

એટલામાં શર્માકાકી ચા બનાવી લાવી અને અનિતાજીને સમજાવતાં કહેવા લાગી, "બહેન તમે પરેશાન ન થાઓ. ભાઈ ઠીક જ હશે. ઈશ્વરકૃપા કરશે. તેણે આ ભાઈસાહેબને દૂત બનાવીને આપણી પાસે મોકલ્યા છે. નહીં તો કોઈ અજાણ્યું આમ કષ્ટ લે ?"

આ રીતે તેમણે એ ઠગને વાતોમાં વાળી રાખ્યો. તેને સપનામાં ખબર નહોતી કે તે જ ઠગાઈ રહ્યો છે, પણ એ તો મનોમન ખુશ થઈ રહ્યો હતો કે તેની યોજના પાર પડી રહી છે. ત્યાં પોલીસે એકદમ ઓરડામાં પ્રવેશ કર્યો. તેમને જોઈને



તે ગભરાઈ ગયો. તેણે ત્યાં ભાગવા પ્રયત્ન કર્યો પણ સિપાઈઓએ આગળ વધીને તરત જ તેને પકડી લીધો.

નેહાની બુદ્ધિમાનીની સૌએ પ્રશંસા કરી. વિપત્તિના સમયમાં પણ ધૈર્ય અને બુદ્ધિથી કામ કરવામાં આવે તો મોટામાં મોટા સંકટમાંથી બહાર નીકળવાનો રસ્તો મળી જ જાય છે.

# ૪. અણસમજનું પરિણામ

સૌમ્યા ક્યારનીયે ઘરનો દરવાજો ખટખટાવી રહી હતી. ''ખબર નહીં આજે મા ક્યાં જઈને બેસી ગઈ છે'' તે વિચારતી હતી, ત્યાં જ દરવાજો ખોલીને મા લંગડાતી પાછી જવા લાગી અને જઈને પલંગ પર સૂઈ ગઈ.

''શું વાત છે મા ?'' સૌમ્યાએ પાસે બેસીને પૂછ્યું. તેણે જોયું કે માની આંખો લાલ હતી. ચહેરો તપી રહ્યો હતો. તેણે તેમના માથે હાથ રાખ્યો તે પણ ગરમ હતું.

''મા ! તને તો ખૂબ જ તાવ છે. તું આરામથી સૂઈ જા.'' માને કામળો ઓઢાડતાં તેણે કહ્યું.



થોડીવાર સુધી તે માના હાથ-પગ દબાવતી રહી પણ તેમની બેચેની વધતી જ જતી હતી. સૌમ્યાએ પૂછ્યું કે કોઈ દવા લીધી ? તેમણે ના કહી. સાંજનો સમય હતો. ડૉક્ટરનું દવાખાનું બંધ થઈ ગયું હતું. 'કોઈકને બજાર મોકલીને તાવ ઉતારવાની કોઈક દવા મંગાવી લઉં છું.' સૌમ્યાએ મનોમન વિચાર્યું.

ત્યાં પાડોશમાંથી એક બહેન સૌમ્યાની માને મળવા આવ્યાં. તે એમની બહેનપણી હતાં. તેમને અતિશય તાવ જોઈને તે તો પરેશાન થઈ ગયાં. માથા પર ઠંડાં પાણીનાં પોતાં મૂક્યાં, પરંતુ તાવ જરાય ઓછો ન થયો.

''હું દવા લઈ આવું છું.'' સૌમ્યાએ કહ્યું.

"દવા તો મારી પાસે પણ છે. બહુ જ સારી છે. તેનાથી જલદી તાવ ઊતરી જશે. થોડા દિવસ પહેલાં મને પણ પુષ્કળ તાવ આવ્યો હતો ત્યારે ડૉક્ટરે મને આપી હતી. એક-બે ટીકડીઓ બચી છે. કહે તો લાવી આપું." તે બહેન બોલ્યાં.

સૌમ્યા તો આમેય ગભરાતી હતી. તેમણે જલદી ઘેર જઈને દવા લાવી આપી અને એક ટીકડી માને આપી દીધી. થોડા સમયમાં મા સૂઈ ગઈ. લાગ્યું કે જાણે તાવ ઓછો થઈ ગયો છે. તે બહેન પણ તેમના ઘેર ચાલ્યાં ગયાં.

સૌમ્યાની ચિંતા થોડી ઓછી થઈ. પણ હજુ તો કલાકેય નહોતો થયો કે મા ગભરાઈને ઊઠી ગઈ. તે પસીનાથી રેબઝેબ થઈ રહી હતી. તેના શરીર ઉપર નાની નાની ફોલ્લીઓ થઈ આવી હતી તેના શરીર ઉપર નાની નાની ફોલ્લીઓ જોઈને સૌમ્યા તો મૂંઝાઈ ગઈ. ત્યાં તો એના પિતાજી ઓફિસથી આવી ગયા. તેમણે સારી રીતે સૌમ્યાની માને તપાસી. સૌમ્યાએ જણાવી દીધું હતું કે તેણે માને ડૉક્ટરની દવાની એક ટીકડી તાવ ઉતારવા માટે આપી છે.

"અરે ! આ તો એ દવાની અસર છે. જો થોડીક વધુ વાર થઈ હોત તો શું નું શું થઈ જાત." ડૉક્ટરે કહ્યું. તેણે તરત જ રોગીને ઈંજેક્શન આપ્યું. દવા આપીને તે દર્દી પાસે જ બેસી રહ્યો જેથી દર્દીની સ્થિતિની તપાસ કરી શકે. એક કલાક પછી તે બોલ્યો, "હવે આ જોખમની બહાર છે. મેં જે દવા એમને આપી છે તે સમયસર આપતા રહેજો અને કાલે ફરી મને બતાવી

જજો.''

પછી તેણે સૌમ્યાને સમજાવી કે, ''કોઈપણ બીમારીમાં આપણે કે બીજા કોઈએ-કોઈ પણ પ્રકારની દવા આ રીતે આપવી ન જોઈએ. જેના વિશે પૂરી જાણકારી હોય તે જ દવાનો પ્રયોગ નાની-નાની બીમારીમાં પણ કરવો જોઈએ. ડૉક્ટરની સલાહ મુજબ દવા લેવામાં આવે તે જ હિતકારી છે. ખાસ કરીને જ્યારે કોઈ દર્દ મોટું હોય ત્યારે તો ડૉક્ટરની સલાહ લેવી અનિવાર્ય છે. સાથે સાથે જેની પ્રયોગતિથિ વીતી ચૂકી છે તેવી રાખી મૂકેલી દવા કે બીજાને આપેલી દવાનો ઉપયોગ ન કરવો જોઈએ.'' તેમણે કહ્યું કે, ''સૌમ્યાની માને જે દવા આપવામાં આવી હતી તેની પ્રયોગતિથિ વીતી ચૂકી હતી. વળી તે દવા તેમને અનુકૂળ ન આવી અને તેની પ્રતિક્રિયા તેમની ઉપર થઈ. જો તે સમયસર ન આવ્યા હોત તો મુશ્કેલી થઈ જાત.'' સૌમ્યા અને તેના પિતાજીએ ઈશ્વરને ધન્યવાદ આપ્યા કે સમયસર દર્દીને સારવાર મળી શકી.

''બેટા ! ડૉક્ટરની વાત ક્યારેય ભૂલતી નહીં.'' તેમણે સૌમ્યાને કહ્યું.

## ૫. જીવન-પ્રકાશ

ચૌદ વરસનો સૂરજ મોટાંઓની બરાબર કામ કરતો. તે સવારે પાંચ વાગે ઊઠતો અને રાત્રે ૧૦ વાગ્યા સુધી સતત કામ કરતો રહેતો. સવારે ઊઠીને તે અર્ધો કલાક વાંચતો તો પછી ઝટપટ તૈયાર થઈને છાપાં વહેંચવા નીકળી પડતો.

વીજળીવેગે છાપાં ઘરોમાં ફેંકતો. બે વર્ષમાં એને સારી રીતે ફાવી ગયું હતું કે કોના ઘેર કયું અને કઈ ભાષાનું છાપું નાખવાનું છે. બે કલાકમાં એ કામ પૂરું થઈ જતું. ઘેર આવી ખાવાનું ખાઈને શાળાએ જતો. ભણીને પાછો ફરતો અને ટ્યૂશન ભણાવવા જતો, છોકરાઓનાં ત્રણ ટ્યૂશન એની પાસે હતાં,



બધાથી જુદો પૌષ્ટિક ખોરાક-દૂધ, મોસમનાં સસ્તાં ફળો વગેરે તેને ખવડાવી-પીવડાવી દેતી. નાનાં ભાઈ-બહેનોને પણ માએ શીખવાડી દીધું હતું. જ્યારે તે તેઓને એ ચીજો લેવા કહેતો તો તે તરત જ રટેલો જવાબ આપતાં કે "ભાઈ, અમે તો ખાઈ લીધું છું."

સૂરજની મા જાણતી હતી કે તેનો દીકરો કેટલી મહેનત કરે છે. પણ તે બીજાં બાળકોની જેમ તેને સુખ-સુવિધાઓ આપવામાં અસમર્થ હતી. એને તે દિવસો યાદ આવતા જ્યારે



સૂરજના પિતા હતા અને બધા સુખેથી રહેતા હતા. બે વર્ષ પહેલાં શહેરમાં તોફાનો થયાં અને તે એમની ઝપેટમાં આવી ગઈ. આખા પરિવાર ઉપર આફત આવી પડી. એમનાં ઘરેણાં વેચાઈ ગયાં. પણ એવી રીતે ક્યાં સુધી ચાલે ? તેમણે ઘેર રહીને સિલાઈ, ભરત-વણાટ વગેરે કામ કર્યાં પણ એથીય પૂરું નહોતું પડતું. તે આડોશ-પાડોશમાં પોતાં-વાસણ વગેરે કામ પણ કરવા ઇચ્છતી પણ સૂરજે તેનો વિરોધ કર્યો. તે કહેતો હતો કે જો તે આવું કરશે તો ભણવાનું છોડી દેશે.

સૂરજ વિચારતો કે મા ઘેર તો કામ કરે જ છે વળી એમનું ઘેર રહેવું પણ જરૂરી છે. જેથી નાનાં ભાઈ-બહેનોને સંરક્ષણ મળે. મા ઘેર નહીં રહે તો તે બધા જ્યાં-ત્યાં મરજી મુજબ રખડશે અને બગડશે. દુનિયામાં એવા માણસો ઓછા નથી જે બીજાઓ ઉપર વિપત્તિ આવી પડતાં પણ પોતાનો સ્વાર્થ પૂરો કરવો ઇચ્છે છે. સૂરજના પિતાજીએ બે ઓરડાનું પોતાનું

મકાન બનાવી દીધું હતું તે બધા તેમાં જ રહેતા હતા. સૂરજના પિતાજી મરી જતાં શુભચિંતક કહેવાતા અનેક સંબંધીઓ અને પડોશીઓએ તેમને સલાહ આપી હતી કે તે લોકો મકાન વેચી દે જેથી તેમાંથી પૈસા મળે તેમાં છોકરાઓનું ભણવાનું અને જીવનનિર્વાહ સારી રીતે ચાલી શકે, પણ સૂરજની માએ કબૂલ્યું નહીં. પિતા મરી જતાં કિશોર સૂરજ પણ થોડા જ દિવસમાં વડીલ બની ગયો હતો. એણે પણ માનું સમર્થન કર્યું. તે એ વાત સમજતો હતો કે ઘર વેચી દેવાથી છતનો છાયો પણ એના માથા ઉપરથી ઊઠી જશે અને તેમને દર દર ઠોકરો ખાવી પડશે. તેથી જ બંનેએ સંકલ્પ કર્યો હતો કે આપણે મહેનત કરીને લૂખુ-સૂકું ખાઈને બનશે તેમ ચલાવીશું પણ મકાન વેચીશું નહીં. પોતાનો સ્વાર્થ પૂરો થતો ન જોતાં સલાહ આપનારા શુભચિંતકો પણ દૂર જતા રહ્યા. તેમને તો એમ જ હતું કે સસ્તામાં મકાન ખરીદી લઈશું.

સૂરજ અને તેની માની સખત મહેનતથી જ ઘરનું ગાડું જેમ-તેમ ચાલતું હતું. જો સાહસ ન ખોઈએ તો ઘોર સંકટમાં પણ કોઈને કોઈ રસ્તો નીકળી જાય છે.

નાનાં છોકરાઓ ઉપર પણ સૂરજનો પ્રભાવ પડ્યો. તે પણ ભણ્યા પછી પોતાની શક્તિ મુજબ નાનાં-મોટાં કામ કરતાં, જેમ કે કાગળના થેલા, કવર વગેરે બનાવવાં. મા ઈચ્છતી હતી કે તેઓ પણ સ્વાવલંબન શીખે. ધીમે ધીમે સંકટના દિવસો પસાર થતા ગયા. સૂરજે આ રીતે ભણવાનું અને કામ બંને

સાથે કરતા જઈ ઈન્ટરની પરીક્ષા પસાર કરી. ત્યારબાદ તે ટપાલ-વિભાગની પરીક્ષામાં બેઠો. મેધાવી તો હતો જ. પ્રથમ પ્રયત્ને જ પાસ થઈ ગયો. થોડા મહિનાની તાલીમ બાદ એને નોકરી મળી ગઈ.

સૂરજની મા બુદ્ધિશાળી હતી પરિવાર ઉપર છવાયેલાં સંકટોનાં વાદળ હવે ઘણાં દૂર થઈ ગયાં. સૂરજની નોકરી લાગી ગયા પછી પણ તેમણે પોતે પણ કામ ન છોડ્યું કે નાનાં છોકરાંઓને પણ ન છોડવા દીધું. તે ઈચ્છતી હતી કે સૂરજ જેવો સ્વાવલંબનનો ગુણ બધામાં આવે. નાના છોકરાઓ પણ હવે મોટા થઈ ગયા હતા, માએ સ્પષ્ટ કહી દીધું હતું કે "એકલો ભાઈ કેટલું કમાઈ શકે ? તમે બધા પણ પોતપોતાના ભણતર અને કપડાંનો ખર્ચ જાતે જ કાઢો."

પરિણામ એ આવ્યું છે નાનાં ત્રણેય બાળકોમાં પણ સ્પર્ધા રહેતી કે તેઓ કેટલાં સ્વનિર્ભર બની શકે છે. ૧૦-૧૨ વર્ષના થતાં થતાં તો તે નાનાં-નાનાં બાળકોના ટ્યૂશન કરવા લાગ્યાં. એટલું જ નહીં તેઓ કોઈકના ઘરના નાનાં-મોટાં કામ કલાક-બે કલાક કરીને પૈસા કમાવામાં સંકોચ નહોતા કરતા. માએ તેમને એ જ શીખવાડ્યું હતું કે કોઈ કામ કરાબ નથી. ચોરી કરવી અને ખરાબ સાધનોથી ધન કમાવું એ જ ખરાબ છે. તેથી કોઈ કોઈકની ગાડી સાફ કરી લેતું, કોઈ કોઈકનો ઘરનો સામાન બજારથાં લાવી દેતું તો કોઈ કોઈક બાળકને એક-બે કલાક રાખી આવતું. આવા એક-બે કલાકનાં બીજાં

અનેક કામોમાંથી જ એમને એમના ભણતર વગેરે માટેના પૈસા મળી જતાં.

હવે કુટુંબનો નિર્વાહ સુખપૂર્વક થવા લાગ્યો હતો. પરિવારના બધા જ સભ્યો સ્વાવલંબી હતાં. બાળકો સદા પ્રગતિ કરી રહ્યા હતાં. સંબંધીઓ અને પાડોશીઓની મદદ વિના જ તેમણે એ કરી બતાવ્યું હતું. પણ તેમને કેટલાં કષ્ટ ઉઠાવવાં પડ્યાં- એ સૂરજની માને સારી રીતે યાદ હતું. પિતૃહીન સૂરજે જે અભાવો સહ્યા તેને પણ એ ભૂલી નહોતી. તેના મનમાં પિતૃહીન બાળકો માટે કંઈક કરવાની અભિલાષા હતી. તેણે તેના મનની વાત બાળકો સામે મૂકી, સૂરજ અને બીજા છોકરાઓએ તેનું સમર્થન કર્યું. સૂરજનું કહેવું હતું કે આપણને આપણા નિર્વાહ પૂરતું મળી જ રહ્યું છે. જો બીજા સંકટગ્રસ્તો માટે આપણે કંઈક કરી શકીએ તો એ સારું કહેવાશે. બધાએ વિચાર-વિમર્શ બાદ એવો નિર્ણય કર્યો કે ઘરમાં ટાઈપ તાલીમ કેન્દ્ર ખોલવામાં આવે. બધાએ રૂપિયા નાખ્યા અને બે ટાઈપ-મશીનો ખરીદ્યાં. ઘરનાં બે ખુરશી-ટેબલ બહાર આંગણામાં મૂક્યાં અને ઘરની બહાર બોર્ડ લગાડવામાં આવ્યું, "જીવન પ્રકાશ ટાઈપ સંસ્થાન" જીવન-પ્રકાશ એમના પિતાનું નામ હતું. સાથે સંસ્થાન માટે પણ તે સાર્થક હતું. આ કેન્દ્રમાં એવાં જ બાળકો ટાઈપ શીખી શકતા હતા, જેઓ પિતૃહીન હતા. તેમની પાસેથી કોઈ કિંમત વસૂલ કરાતી નહોતી. સૂરજે ટાઈપિંગનો કોર્સ કરેલો હતો. ઘરમાં ટાઈપ

આવી જતાં તેણે ઘરના બધા સભ્યોને ટાઈપ શીખવાડી દીધું. તે બધા એક-એક કલાક એ કેન્દ્રમાં શ્રમદાન કરતાં. બપોરે ૧૨ થી ૪ વાગ્યા સુધી તેમનું એ કેન્દ્ર ચાલુ રહેતું. ધીમે ધીમે બાળકોની સંખ્યા તેમની આ નિઃસ્વાર્થ ભાવનાને જોઈને સમાજસેવી સંસ્થાઓ અને કેટલાક ધનિક માણસોએ પણ ભેટમાં ટાઈપ-રાઈટર અને ફર્નિચર આપ્યું. આજે આ સંસ્થા નગરનાં પિતૃહીન અનાથ બાળકોમાં ઘણી લોકપ્રિય છે. એ તેમને નિઃસ્વાર્થ ભાવથી સ્વાવલંબનનો પાઠ ભણાવે છે. સાચું છે કે સાહસ, ધૈર્ય અને આશાવાદિતા જ સૌથી મોટો ગુણ જે સંકટની ક્ષણોમાં પણ માણસને સ્થિર રાખે છે. એટલું જ નહીં તેમને અપનાવવાથી માણસ બીજાઓનો માર્ગદર્શક પણ બને છે.

# ૬. બહાદુર તરવૈયો

આકાશમાં વાદળ છવાયેલાં હતાં. સરસ ઋતુ હતી. કેટલાય દિવસની ગરમીથી આજે રાહત મળી હતી. કિશોર સૂર્યનારાયનન નદીમાં સ્નાન કરવા આવ્યો હતો. એ ઘણીવાર સુધી નાહતો રહ્યો અને પ્રકૃતિની સુંદરતાને નિહાળતો રહ્યો. અચાનક એનું ધ્યાન ઘડિયાળ તરફ ગયું. ઓહ ! આજે નાહતાં બહુ વાર થઈ ગઈ. જલદી જલદી ઘર તરફ જવા લાગ્યો. સૂર્યનારાયનન હજી થોડાં ડગલાં જ ચાલ્યો હશે અને જોરથી ચીસ સંભળાઈ. કોઈ કરુણ સ્વરે પોકારતું હતું 'બચાવો.. બચાવો' સૂર્યનારાયનનના પગ આગળ ન વધી શક્યા. ''મારે



પરિસ્થિતિ જાણવી જોઈએ'' એ સ્વગત બોલ્યો. પછીએ એ બાજુ જ વળી ગયો જે બાજુથી એ અવાજ સંભળાતો હતો.

સૂર્યનારાયનનને જોયું કે એક બાલિકા નદીમાં ડૂબી રહી છે અને સહાયતા માટે પોકારી રહી છે. આ બાલિકાના સગાંસંબંધી કિનારે હતાં. એનો પોકાર સાંભળીને તેઓ કંઈ પણ વિચાર્યા વિના પાણીમાં કૂદી પડ્યાં. બે સ્ત્રીઓ અને એક પુરુષ એને બચાવવા માટે પાણીમાં ઊતરી પડ્યાં, પણ કૃષ્ણા નદી વેગથી વહેતી હતી. એ ત્રાણેમાંથી કોઈ પણ સારા તરવૈયા નહોતા. પરિણામ એ આવ્યું કે તેઓ પાણીમાં ડૂબવા-કૂદવા લાગ્યાં.

સૂર્યનારાયનન અત્યાર સુધી તો ચુપચાપ જોતો રહ્યો હતો પણ હવે એ ઊભો ન રહી શક્યો. જો અત્યારે જ આમની મદદ કરવામાં નહીં આવે તો બધાં ડૂબી જશે. એ બબડ્યો. એ સારો તરવૈયો હતો. એ વધારે કંઈ વિચાર્યા વિના પાણીમાં કૂદી પડ્યો. તરત જ એક મહિલાને કિનારે લાવતાં જ વિલાપ કરવા લાગી

"અરે બેટા ! મને શા માટે બચાવી ? પહેલાં એ ત્રણેને બચાવવા જોઈતાં હતાં !"

"મા ! તમે ચિંતા ન કરો. હું એક એક કરીને બધાને કાઢી લાવું છું." સૂર્યનારાયનન એ સ્ત્રીને ધીરજ આપતાં બોલ્યો અને પાછો પાણીમાં કૂદી પડ્યો.

સૂર્યનારાયનને જોયું કે આદમી મૃત્યુ સામે ઝઝૂમી રહ્યો હતો. એટલે સૌથી પહેલાં એ એની તરફ ગયો. એ સારી વાત હતી કે પાણીનું વહેણ કિનારા તરફ હતું. તેથી ત્રણે વ્યક્તિ કિનારા તરફ વહેતી આવતી હતી. પરંતુ તરતા ન આવડતું હોવાથી તેઓ ક્યારેક પાણી ઉપર આવી જતા હતા તો ક્યારેક અંદરની બાજુ પાણીમાં ચાલ્યા જતા હતા.

સૂર્યનારાયનને જલદી એ પુરુષને પકડી લીધો અને એને કિનારા તરફ લાવવા લાગ્યો ત્યારે એના પગ સાથે કશુંક અથડાયું. એ તરત જ એ પુરુષને કિનારે મૂકી આવ્યો અને એ સ્થાને ગયો, ત્યાં શોધખોળ કરતાં એને પાણીને તળિયે પડેલી બાલિકા મળી. એ જલદી એને પણ કિનારે લઈ ગયો. હવે સૂર્યનારાયનન ખૂબ થાકી ગયો હતો. એને લાગતું હતું કે હવે બાકીની મહિલાને કિનારે લાવવાનું સામર્થ્ય એનામાં નથી. પણ જલદી કંઈક કરવું જ પડશે જેથી એના પ્રાણ બચી શકે." એ બબડ્યો.

સૂર્યનારાયનનની દૃષ્ટિ અચાનક ઘાટ પર નાહતી એક વ્યક્તિ પર પડી. એણે જોશથી બૂમ પાડીને એને બોલાવ્યો અને આખી

પરિસ્થિતિ સમજાવી. એ વ્યક્તિ પણ સારી રીતે તરવાનું જાણતો હતો. એણે ઝડપથી જઈને ડૂબતી એ મહિલાને પકડી લીધી અને ઘાટ પર લઈ આવ્યો.

હવે સૂર્યનારાયનન અને એ વ્યક્તિએ મળીને ડૂબવાથી બેહોશ વ્યક્તિઓને પ્રાથમિક સારવાર આપી. એમણે એમને ઊંધા સુવડાવીને જલદી પેટમાંથી પાણી કાઢ્યું, એ પછી એને શ્વાસ આપ્યો. એમના પ્રયાસોથી એ વ્યક્તિઓએ આંખો ખોલી પછી સૂર્યનારાયનનને અને એના સાથીએ નિરાંતનો શ્વાસ લીધો. એ ચારે વ્યક્તિઓએ એમનો ખૂબ ખૂબ આભાર માન્યો. સૂર્યનારાયનનને ઘેર પહોંચતાં પહોંચતાં બપોર થઈ ગઈ. એ ઘરમાં પેઠો કે મા બોલી ''કેમ ! આટલું મોડું થયું તને ?'' ''ક્યાં હતો આટલી વાર સુધી ?''

''મા તું નારાજ શા માટે થાય છે ? પહેલાં પૂરી વાત તો સાંભળ. પછી ચોક્કસ તું મને શાબાશી આપીશ.'' સૂર્યનારાયનન બોલ્યો.

''સારું સારું તારી વાત પછી સાંભળીશ. તું તો રોજ શાબાશીનું કામ કરે છે. ચાલ પહેલાં થોડું ખાઈ લે. સવારથી કશું ખાધું પણ નથી'' એમ કહીને મા રસોડામાં ગઈ અને ખાવાનું પીરસી લાવી.

સૂર્યનારાયનનને ખાતાં ખાતાં માને આજની આખી ઘટના સંભળાવી. દીકરાની બહાદુરીની વાત સાંભળીને મા વિહ્વળ થઈ ગઈ. એણે દીકરાને ગળે લગાડતાં કહ્યું, ''બેટા ! ભગવાન

તને દુ:ખીઓની, સંકટમાં પડેલી વ્યક્તિઓની સહાયતા કરવાની હંમેશાં શક્તિ આપે. પોતાને માટે તો બધા જ જીવે છે પણ એમનું જીવન ધન્ય છે જે બીજા માટે કંઈ કરતા રહે છે.''

''મા તારી આ શિખામણ હું હંમેશાં યાદ રાખીશ અને હંમેશાં એનું પાલન કરીશ'', સૂર્યનારાયનન કહેવા લાગ્યો.

# ૭. સાહસનું સુફળ

શ્રેયસના મામાજીનું એક દુર્ઘટનામાં અચાનક મૃત્યુ થયું. સમાચાર સાંભળતાં જ એના માતા-પિતા તરત જ ચાલ્યા ગયા. શ્રેયસને ઘરની સુરક્ષાની જવાબદારી સોંપતા ગયા. એ દિવસોમાં શહેરમાં ખૂબ ચોરીઓ થતી હતી. તેથી શ્રેયસને સાવધાનીપૂર્વક રહેવાની વાત કહી ગયા હતા. રાતે શ્રેયસ પાસે રહેવા માટે પડોશના એક વૃદ્ધ સજ્જનને પણ કહી ગયા હતા.

શહેરમાં ચોરોની કોઈ ટોળી આવી હતી. શહેરમાં દિવસ રાત ચોરીઓ થઈ રહી હતી. ચોર એટલા ચાલાક હતા કે કોઈ નિશાની મૂકતા નહોતા. તેથી પોલીસને એમની ભાળ લાગતી નહોતી. શ્રેયસ ખૂબ સાવધાન હતો. ત્રણ-ચાર દિવસમાં એના માતા-પિતા પાછા આવવાના હતા. તેથી એ સ્કૂલ પણ જતો નહોતો.

એક રાતે દરવાજો ખટખટાવવાનો અવાજ આવ્યો. શ્રેયસ અચાનક જાગી ગયો. ''શું પિતાજી પાછા આવી ગયા ?'' એણે વિચાર્યું. એ ઊંઘમાં જ ઊઠીને ચાલવા લાગ્યો. પરંતુ દરવાજો ખોલતાં પહેલાં એને પૂછપરછ કરવાનું યોગ્ય લાગ્યું.



"કોણ છે?" એણે બે-ત્રણ વખત બૂમ પાડી. ઉત્તર ન મળતાં એને શંકા થઈ. પિતાજી દરવાજો ખટખટાવતાં કાયમ બૂમ પાડતા હતા. એણે આઈ-ગ્લાસમાંથી જોયું. અંધારામાં ત્રણ-ચાર વ્યક્તિઓની અસ્પષ્ટ છાયા દેખાતી હતી. શ્રેયસ સમજી ગયો કે વ્યક્તિઓ ચોરી કરવા આવ્યા છે. એણે મોટા અવાજે ફરી ત્રણ-ચાર વખત પૂછ્યું "કોણ છે ?" પરંતુ જવાબમાં કેવળ ખટ-ખટ જ મળી. થોડી વાર મૌન છવાયેલું રહ્યું. પછી એક અવાજ સંભળાયો "દરવાજો ખોલો, નહીં તો હવે અમે તોડી નાખીશું."

ત્યાં સુધીમાં વૃદ્ધ સજ્જન પણ ઊઠીને આવી ગયા હતા. "દરવાજા પર ચોર ઊભા છે" એ જાણીને તેઓ ખૂબ જ ભયભીત થઈ ગયા. શ્રેયસને ધીરજ ન ખોવાની વાત સમજાવવાની તો દૂર રહી પણ તેઓ પોતે જ ડરથી કાંપવા

લાગ્યા. શ્રેયસને જ કહેવું પડ્યું, "દાદાજી ! તમે પરેશાન ન થશો હમણાં બધું ઠીક થઈ જશે."

શ્રેયસ સાહસપૂર્વક, ડર્યા વિના પરિસ્થિતિને ઉકેલવાનો ઉપાય વિચારવા લાગ્યો. ડરની સાથે જ વ્યક્તિનો વિવેક અને બુદ્ધિ કુંઠિત થઈ જાય છે અને સફળતા એનાથી દૂર ચાલી જાય છે. એ વખતે શ્રેયસને થયું કે ઘરમાં ફોન હોત તો કેવું સારું થાત! એ પાડોશીઓ અને પોલીસને બોલાવી લેત ! સંકટનો સામનો કરવાનું સૌથી સારું હથિયાર છે સાહસ. પ્રત્યુત્પન્નમતિના રૂપે વિવિધ ઉપાય સૂઝાવે છે અને રક્ષા કરે છે. એકદમ શ્રેયસના મનમાં વિચાર આવ્યો એ અંદર જઈને એલાર્મ ઘડિયાળ લઈ આવ્યો અને બહારના દરવાજા પાસે ઊભો રહી ગયો. એણે ઘડિયાળનું એલાર્મ એવી રીતે વગાડ્યું કે એ ફોનની ઘંટડી જેવું લાગે. હવે શ્રેયસ જોરજોરથી બોલવા લાગ્યો." એસ. પી. સાહેબ છે ? ઓહ, અંકલજી નમસ્તે. તમે જેને શોધી રહ્યા છો તેઓ કદાચ અમારે દરવાજે ઊભા છે. જલદી આવી જાવ... શું કહો છો. તમે જાતે જ આવો છો? બહુ સારું.. જલદી આવો."

બહાર ઊભેલા ચોરોને આખી વાત સંભળાતી હતી. ફોન કરીને પોલીસને બોલાવવામાં આવી છે- એ વાતની ખબર પડતાં જ તેઓ સાવચેત થઈ ગયા અને તરત જ ભાગી ગયા.

શ્રેયસના વિવેક અને સાહસે ઘોર સંકટનાં વાદળ વિખેરી નાંખ્યાં. પાડોશીઓ, માતા-પિતા બધાએ શ્રેયસના સાહસની ખૂબ પ્રશંસા કરી. સાહસી જ જીવનમાં વિજયી થાય છે અને

યશસ્વી બને છે.

## ૮. સાચો નાગરિક

મનીષને થોડા દિવસો પહેલાં જ પોસ્ટઑફિસમાં નોકરી મળી હતી. એ પોસ્ટઑફિસમાં બધાથી ઓછી વયનો નવયુવક હતો પણ કામમાં બહુ કુશળ હતો. થોડા જ વખતમાં એણે બધું કામ સારી રીતે શીખી લીધું. એ પોતાનું કામ ઈમાનદારી અને મહેનતથી કરતો. એ ઈચ્છતો હતો કે બધા કર્મચારી આવું જ કરે અને ''अहर्निश सेवामहे'' એ ઉદ્દેશને સાર્થક કરે.

મનીષે પોસ્ટઑફિસમાં નોકરી કરવાનો નિર્ણય સમજી વિચારીને કર્યો હતો. એ એવું કામ ઇચ્છતો હતો કે જેમાં ઈમાનદારીની જ કમાણી હોય. લાંચ અને ભ્રષ્ટાચારની કુપ્રથાથી એ ખૂબ જ દુઃખી હતો. એના પિતા પણ ખૂબ ઈમાનદાર વહીવટી અધિકારી હતા. એમણે પણ એને એ જ શિખામણ આપી હતી કે ''ઈમાનદારીથી થોડું કમાઈને, રુખું-



સુકું ખાઈને પણ વ્યક્તિ સુખી, સંતોષી અને નિરોગી રહી શકે છે. પરંતુ ભ્રષ્ટાચારની કમાણી પોતાની સાથે રોગ-શોક, પાપ અને પતન લઈને આવે છે.'' પિતાની શિખામણ અને સંસ્કારોએ મનીષને ખૂબ જ પ્રભાવિત કર્યો હતો.

આમ તો મનીષ પોતાના વ્યવસાયથી સંતુષ્ટ હતો પરંતુ જ્યારે પણ દિવાળી કે નવું વર્ષ આવતું ત્યારે ખૂબ જ ઉદાસ થતો. એનું કારણ હતું એના પોસ્ટઑફિસના કેટલાક સાથી. આ અવસરોએ તેઓ બધા જ નિયમ-સિદ્ધાંત એક બાજુ મૂકી દેતા હતા. એ પોસ્ટમાસ્ટરની નજર ચૂકવી સારાં-સારાં શુભેચ્છા કાર્ડ જુદાં કરવા લાગી જતા. બીડેલાં કાર્ડ તો લગભગ બચી જતાં પણ બુક-પોસ્ટવાળાં કાર્ડને એમની લાલચુ નજરનો સામનો કરવો પડતો. જો એ એમની નજરને ગમી જાય તો એ કાર્ડનું સ્થાન એમની બેગમાં જ હોય. આ રીતે ન જાણે કેટલાંય કાર્ડ પોતાના નિશ્ચિત સ્થાને ન પહોંચતાં. વચમાં જ એમનું હરણ થઈ જતું. એટલું જ નહીં ઘેર જઈને એમની ચીરફાડ થતી. એમની વચ્ચેની સામગ્રી ઝટકાથી ઉખાડીને ફેંકી દેવામાં આવતી અને એના પર કોઈનું નામ-સરનામું લખીને એને પોસ્ટમાં નાખી દેવામાં આવતું. કેટલાંક કાર્ડની વધારે દુર્દશા થતી. તેઓ બાળકોના હાથમાં આપી જતાં તો જ્યાં સુધી મજા આવે ત્યાં સુધી એનાથી રમી પછી એને તોડી-ફોડીને ફેંકી દેતા.

મનીષે સાથીઓને વારંવાર સમજાવ્યું કે તેઓ આવું ખોટું કામ ન કરે. તેઓ બીજા સાથે એવો વ્યવહાર ન કરે જે તેમને !

પોતાને માટે પસંદ નથી. તેઓ પોતાના કોઈ સંબંધીને ક્યાંક શુભકામનાનો પત્ર મોકલે અને એ એને ન મળે તો એમને કેવું ખરાબ લાગે ? પણ સાથીઓ એની વાત હસીને ટાળી દેતાં યા તો એક-બે મિત્રો એને ''ગાંધીજીનો ચેલો'' કહીને વ્યંગ કરવા લાગતા. કોઈ કહેતું ''ઉપદેશ ન આપ. તારી આદર્શ-વાદિતા તારી પાસે જ રાખ. અમારે જે કરવું છે તે કરવા દે.''

મનીષે એક દિવસ આ વાત પોસ્ટમાસ્તર સાહેબ પાસે મૂકી. પરંતુ એમણે પણ સાંભળીને ટાળી દીધી અને કહ્યું ''હું તો એમને આમ કરતાં રોકું છું પણ માનતા જ નથી !'' મનીષને એમની વાત યોગ્ય ન લાગી કેમ કે પોસ્ટમાસ્તરનું કર્તવ્ય હતું કે તેઓ એને કડક બનીને રોકે.

વાત કાર્ડ સુધી જ રહે ત્યાં સુધી ઠીક હતું પણ કેટલાક સાથીઓ તો સામયિકો, બુક-પોસ્ટમાં મોકલેલાં પુસ્તકો આમ-તેમ કરી નાંખતાં. થોડુંક એનાથી પણ આગળ વધી કેટલાક તો મનીઓર્ડર સાથે પણ આવું કરતા. મનીષને સમજાતું નહોતું કે હવે એ શું કરે ? સાથીઓને કહેતો તો મજાક કરતા, પોસ્ટમાસ્તરને કહેતો તો તેઓ ગંભીરતાથી ન લેતા. મનીષની આંખો સામે ક્યારેક શુભકામનાની રાહ જોતા, ક્યારેક પુસ્તકોની રાહ જોતા તો ક્યારેક મનીઑર્ડરને માટે વ્યાકુળ લોકોનાં મુખ પ્રત્યક્ષ થવા લાગતાં. અંતે એણે એ દૃઢ નિશ્ચય કર્યો કે એણે એકલાએ જ આ બૂરાઈ સામે સંઘર્ષ કરવો પડશે કેમ કે અન્યાય જોવો એ પણ અન્યાય કરવા જેટલો જ અપરાધ

છે. ખોટાં કામને મૂંગી સંમતિ આપવી એટલે એને ઉત્સાહ આપવો.

મનીષનો એક મિત્ર શહેરના પોસ્ટ-તાર-વિભાગના નિર્દેશકના ઘેર આવતો જતો હતો. એણે સમજી-વિચારીને એની સાથે ચર્ચા કરી. એક દિવસ અચાનક જ એની પોસ્ટઑફિસનું નિરીક્ષણ થયું. કેટલીક વ્યક્તિઓને પુરાવા સાથે ખોટું કાર્ય કરતાં પકડી લેવામાં આવ્યા અને એમને સજા કરવામાં આવી. પોસ્ટમાસ્તરને પણ એમની લાપરવાહી માટે ઠપકો આપવામાં આવ્યો. તે દિવસથી કર્મચારીઓને એમની મનમાની કરવાની આદત છોડી દેવી પડી. સાચું છે કે થોડીક સમજણથી ખોટાં કામ કરવાની પ્રવૃત્તિને રોકી શકાય છે. સમાજના સ્વસ્થ વિકાસ માટે આ આવશ્યક પણ છે અને આ આપણા બધા જ નાગરિકોનું કર્તવ્ય પણ છે.

# ૯. સંકટ સમયે

મહેશ પોતાના બે સાથીઓ-દીપક અને સૂરજ સાથે વરંડામાં રમતો હતો. બહાર ઝરમર વરસાદ વરસતો હતો એટલે ખુલ્લામાં રમવા તો જઈ શકાય એમ નહોતું એટલે ત્રણે એ મોટા વરંડામાં જ મજાથી બેડમિન્ટન રમતા હતા. શાળામાં બેડમિન્ટનની સ્પર્ધા યોજાવાની હતી એટલે એની તૈયારી કરી રહ્યા હતા.

રમતાં રમતાં અચાનક એનું ફૂલ (શટલ) વીજળીના તારમાં ફસાઈ ગયું. દીપકે ઝટ-પટ સ્ટૂલ ઘસડ્યું અને એના પર ચઢીને



ફૂલ ઉતારવા લાગ્યો. અચાનક એનો હાથ વીજળીના તાર સાથે અડી ગયો અને દીપક તરત જ ચોંટી ગયો. એના મોંમાંથી મોટી ચીસ નીકળી ગઈ. મહેશ અને સૂરજ દોડતા આવ્યા, ''શું છે ?'' એમણે દીપકને પૂછ્યું પણ એની તો આંખો ઉપર ચડી ગઈ હતી અને મોંમાંથી અવાજ પણ નીકળતો નહોતો. એની આ સ્થિતિ જોઈને સૂરજ તો ડરીને ભાગી ગયો પરંતુ મહેશ બુદ્ધિશાળી હતો. એણે તરત જ વિચારી લીધું કે જો થોડીક પણ વાર થશે તો મિત્રનો મૃતદેહ જ મળશે. એણે આમતેમ નજર દોડાવી. પાસે જ એક લાકડીનો ડંડો પડેલો દેખાયો. મહેશે દોડીને એ લઈ લીધો અને જાનની પરવા કર્યા વિના વીજળીના તાર પર જોરથી પ્રહાર કર્યો. દીપક તારથી દૂર જઈને પડ્યો. મહેશ દોડતો એની પાસે ગયો. એ બેહોશ હતો. મહેશ ઘરમાં ગયો. એણે માને બધી વાત કરી. એમણે મેઈનસ્વીચ બંધ કરી અને બહાર આવ્યાં. તરત જ દીપકને

લઈ મહેશ અને એનાં માતા-પિતા દવાખાને ગયા એની સ્થિતિ ગંભીર હતી. શરીર લીલું પડવા લાગ્યું હતું. ડૉક્ટરોએ તરત જ ઈમર્જન્સી વૉર્ડમાં દાખલ કર્યો. ખૂબ ઉપચાર પછી દીપકને ભયમુક્ત કરી શકાયો.

સમાચાર મળતાં જ દીપકનાં માતા-પિતા દવાખાને પહોંચ્યાં. બધી વાત જાણીને મહેશ પ્રત્યે કૃતજ્ઞ થઈ ઊઠ્યાં. એની સૂઝ, સમજણ અને સાહસે એમના દીકરાને બચાવ્યો હતો. ડૉક્ટરો કહેતા હતા કે જરા પણ મોડું થાત તો દીપકને બચાવવાનું મુશ્કેલ હતું. એ એક અઠવાડિયું દવાખાનામાં રહ્યા પછી થોડો સારો થયો. દીપક મહેશને હવે વધારે ઊંડો સ્નેહ કરવા લાગ્યો છે કેમ કે એનું જીવન મહેશે આપેલી ભેટ છે.

બાર વર્ષના મહેશકુમારનું નગરની સમાજસેવી સંસ્થા તરફથી સન્માન કરવામાં આવ્યું. સભાપતિ મહોદયે બાળકો અને કિશોરોને સંબોધિત કરતાં કહ્યું, ''બાળકો ! તમારી અંદર અપાર શક્તિ છે. થોડીક સૂઝબૂઝથી અને સાહસથી તમે એવાં કામ કરી શકો કે અમે મોટાં પણ તમારાં પર ગર્વ કરીએ. સંકટ આવે ત્યારે જે ગભરાતો નથી, મનને સ્થિર રાખે છે એ મોટાં કામ પણ કરી શકે છે.'' એ પછી એમાણે મહેશનો પરિચય કરાવ્યો અને એની પ્રત્યુત્પન્નમતિ તથા સાહસની પ્રશંસા કરી. મહેશને ઘણી ભેટો મળી અને રાષ્ટ્રીય સ્તરનો પુરસ્કાર મળ્યો.

# ૧૦. ભટકવાનો અંત

ચારુ અગિયારમા ધોરણની વિદ્યાર્થિની હતી. તે સુખી કુટુંબની હતી. જોવામાં સુંદર અને આકર્ષક હતી. ભણવામાં સામાન્ય સ્તરની હતી. તે સ્વભાવથી ઘણી મિલનસાર હતી. છોકરીઓ જલદી એની સખીઓ બની જતી.

થોડાક દિવસોથી લતા નામની એક છોકરી ચારુની સહેલી થઈ હતી. બંનેમાં ઘણી જ ઘનિષ્ઠતા થઈ ગઈ હતી. લતાએ ચારુનો પરિચય એ જ વિદ્યાલયમાં ભણતી બીજી ચાર-પાંચ છોકરીઓ સાથે કરાવ્યો. ચારુને તે બધી જ ખુશમિજાજ અને મિલનસાર લાગી. તે બધી લતા પાસે આવતી રહેતી તેથી




ચારુની પણ બહેનપણીઓ થઈ ગઈ.

એક દિવસ લતા પૂછવા લાગી, ''ચારુ ! આજે સાંજે અમે બધી બહેનપણીઓ ફિલ્મ જોવા જઈએ છીએ. અમે બધા ઈચ્છીએ છીએ કે તું પણ સાથે આવે.''

"પણ મને ઘેરથી રજા નહીં મળે. મા તમારી સાથે મને મોકલશે કે નહીં," ચારુએ કહ્યું.

"અરે ! ઘરમાં એ બધું કહેવાનાં જરૂર જ શી છે. મા અને બાપુજીને તો એટલું જ કહેવાનું કે તું બહેનપણીના ઘેર જાય છે." લતાએ સમજાવી.

ચારુએ એ વાતને ન માની. લતા અને બીજી છોકરીઓ હસવા લાગી અને ચારુની મજાક કરતાં બોલી, "અમને શું ખબર કે તું હજુ સાવ દૂધપીતી બાળકી છે. માતાપિતાની આંગળી પકડ્યા વિના તું ડગલું પણ ચાલી નથી શકતી.

એ સાંભળીને ચારુનું મોઢું લાલ થઈ ગયું. એને સમજ ના પડી કે એની શું ભૂલ હતી ? પણ બહેનપણીઓ તો એની મશ્કરી જ કરતી હતી. ચારુ રડમસ થઈ ગઈ. શકુંતલાએ કહ્યું, "હવે તમે ચૂપ થશો કે નહીં. ચારુ સાવ ડબ્બૂ અને ડરપોક નથી એ તો આપણી સાથે આવે જ છે."

પછી તેણે ચારુને કહ્યું, "જો તારી ટિકિટ આવી ગઈ છે. આજે તો તારે અમારી સાથે આવવું જ પડશે."

ચારુ બિચારી કાંઈ કહી જ ના શકી. તે એની બહેનપણીઓ સામે અપમાનિત થવા નહોતી માગતી તેથી જ બપોરના મા પાસેથી તેણે બહેનપણીને ઘેર જવાની રજા લઈ લીધી. તેની સાથે સિનેમાઘર પહોંચી. બીજી બહેનપણીઓ ત્યાં જ તેમની રાહ જોતી હતી. બધાએ ફિલ્મ જોઈ, ખાધું-પીધું. ચારુ પહેલીવાર માને છેતરીને આવી હતી તેથી અંદરથી કંઈક ગભરાટ અને ડર અનુભવતી હતી પણ બીજી બહેનપણીઓની

સાથે તેને એ બધું ગમતું પણ હતું.

બીજા દિવસે લતાએ ચારુને પૂછ્યું કે કાલે ઘેર વઢ્યા તો નહોતાં ને. ચારુએ ના પાડી તો તેણે એને સમજાવી કે ક્યારેક ક્યારેક બહેનપણીઓની સાથે ફરવું જ જોઈએ, એથી સ્વતંત્ર વ્યક્તિત્વ બને છે. હવે તે એટલી નાની બાળકી નથી કે હરપળ માનો પાલવ પકડીને ફરતી રહે. માતા-પિતાની તો ટેવ હોય છે છોકરીઓને ઘરની ચાર દીવાલોમાં બંધ કરી રાખવાની.

થોડા દિવસો પછી લતાએ ચારુને સાંજના વખતે ફરવા માટે બોલાવી. ચારુએ ના પણ પાડી, પણ તેણે સાંભળ્યું નહીં. તે કહેતી હતી કે ચારુને સ્વાવલંબી બનાવીને જ રહેશે.

પહેલી-બીજીવાર જો કોઈ ભૂલ થાય તો વ્યક્તિનું અંતઃકરણ તેને ધિક્કારે છે, સચેત કરે છે. પણ વારંવાર જાણી જોઈને ભૂલ કરે તો અંતર્મનનો અવાજ પણ મૌન બની જાય છે. પોતાનાં સીધા માતા-પિતાને છેતરવા જતાં બે વાર તો ચારુ ખમચાઈ, તેને ખરાબ પણ લાગ્યું, પરંતુ ધીમે ધીમે તે ટેવાઈ ગઈ. એટલું જ નહીં, તે પોતે જ નવાં નવાં બહાનાં શોધી કાઢવામાં હોશિયાર થઈ ગઈ. એક વખત ખોટા રસ્તે ચઢી ગયા બાદ વ્યક્તિ ઉચિત-અનુચિતનો વિવેક ભૂલી જાય છે. હવે ચારુ તેની બહેનપણીઓના કહેવા મુજબ ચાલવા લાગી હતી. માતા-પિતાની રુચિ-ભાવનાઓને જાણવાનો ભાવ જ તેનામાં નહોતો જાગતો.

ચારુના રહન-સહન અને ગમા-અણગમામાં પણ ફેરફાર થવા લાગ્યો. જેવા મિત્રોની સાથે આપણે રહીએ છીએ, તેનો

પ્રભાવ ચોક્કસ તેવો જ પડે છે. ચારુનું મન શણગાર કરવો, ફૅશનવાળાં કપડાં પહેરવાં અને હરવા-ફરવામાં વધુ લાગતું અને ભણવામાં ઓછું. બહેનપણીઓ સાથે જલદી-જલદી ક્યાંકને ને ક્યાંક જવાના કાર્યક્રમો બનતા રહેતા. ઘેર કોઈક ને કોઈક સારું બહાનું બનાવી દેતી. ચારુની માએ એક-બે વાર એને ટોકી પણ ખરી કે તે વાંચે છે ઓછું અને રખડે છે વધુ. માની આ વાતોને તે ટાળી દેતી. આ અંગે મા કંઈ કહેતી તે સાંભળવું એને ન ગમતું. હવે એને એની બહેનપણીઓ જ સારી લાગતી હતી અને તેમની વાત આંખો મીંચીને માની લેતી હતી.

કોઈ કોઈ વાર એવું થતું હોય છે કે વ્યક્તિ બહારની ચમક-દમકમાં એવો ડૂબી જાય છે કે તેની અંદરની ખરાબી તેને એ વખતે દેખાતી નથી અથવા સમજાતી નથી. ચારુની સાથે પણ એમ જ બન્યું. એ સમજી ના શકી કે તેની બહેનપણીઓ તેને કયા ખોટા રસ્તે લઈ જઈ રહી છે. તે બધી અસામાજિક કાર્ય કરનારી એક ગાંઠ સાથે જોડાયેલી હતી. સુંદર અને ભોળા દેખાનારાં અનેક છોકરા-છોકરીઓ આ ગાંઠમાં સામેલ હતાં. કોઈપણ સુંદર અને સીધા છોકરા-છોકરી દેખાતાં તો તેને વિધિવિધ રીતે ફોસલાવીને વિશ્વાસમાં લેવામાં આવતાં. આ કામ મોટેભાગે તે છોકરા-છોકરીઓ કરતાં જે ઘણા સમયથી એ અડ્ડામાં હતાં. એ બદલ એમને જુદું ઈનામ મળતું. નવા સભ્યોને ફેરવી-ફેરવીને, ધન કે બીજી ભેટ આપીને તે એમનો વિશ્વાસ જીતી લેતાં. ત્યાર પછી એમની પાસે અસલી કામ કરાવવામાં આવતું, જે નશીલી દવાઓ વેચવાનું કે ચોરીનું

હતું. ચારુને જ્યારે પહેલીવાર આવું કામ સોંપાયું તો એ ચોંકી પડી, પણ તે એમના અહેસાન નીચે દબાયેલી હતી, તેથી ના પણ ના પાડી શકી. એ તો ચારુનું ભાગ્ય સારું હતું કે તે એ કામથી જલદી જ છૂટી ગઈ નહીં તો આજે તે જેલમાં હોત. થયું એવું કે તરત જ પોલીસ-ઑફિસરને એ સૂચના મળી ગઈ કે કૉલેજનાં અનેક છોકરા-છોકરીઓ આ કામમાં લાગેલાં છે. તેમના પ્રયત્નથી એ બધા થોડા દિવસોમાં પકડી લેવાયાં. દીકરી પર લાગેલા કલંકને દબાવવા માટે ચારુના પિતાજીએ બહુ જ દોડાદોડ કરી. પોલીસ અધિકારી એમનો મિત્ર નીકળ્યો. ચારુને જેમ-તેમ કરીને છોડાવી. તે વર્ષે બોર્ડની પરીક્ષામાં તે નાપાસ થઈ. તેથી પિતાજીએ તેનું કૉલેજ જવું બંધ કરાવી દીધું અને વ્યક્તિગત પરીક્ષા માટેનું ફૉર્મ ભરાવી દીધું. હવે માતા-પિતા બંને ચારુ ઉપર નજર રાખવા માંડ્યાં. તેનું બધી બહેનપણીઓ સાથે મળવા-કરવાનું બંધ કરાવી દીધું. તેમણે ચારુને આસપાસની સારી છોકરીઓને મિત્ર બનાવવા માટે પ્રોત્સાહિત કરી. તેને વાંચવા માટે સારું સાહિત્ય આપ્યું. મનોરંજનનાં સ્વસ્થ સાધનો અપાયાં. ચારુના પિતા વિવેકશીલ હતા. તે જાણતા હતા કે જ્યાં સુધી અંદરથી ચારુને ખરાબ બાબતો માટે અરુચિ નહીં ઊપજે ત્યાં સુધી બહારથી કરાયેલા બધા પ્રયાસો સફળ નહીં થાય. તેથી વખતોવખત પોતે વાત કરીને, ક્યારેક સાહિત્યના માધ્યમથી તેમણે ચારુને એ તથ્ય હૃદયંગમ કરાવ્યું કે ભણવું-લખવું છોડીને આવરાગર્દી કરનારા આવા અડ્ડાઓ સાથે જોડાયેલાં છોકરા-છોકરીઓનાં

ભવિષ્ય અંતે કેવાં અંધકારમય બની જાય છે.

સચ્ચાઈ જાણીને ચારુનું મન ધ્રુજી ઊઠ્યું. હવે એને બરાબર સમજાઈ ગયું કે તેણે કેવી ભયંકર ભૂલ કરી હતી. તેણે વિચાર્યું, "હજુ તો કાંઈ બગડ્યું નથી, ઉજ્જ્વળ ભવિષ્ય મારી સામે છે." તે બરાબર ભણવામાં લાગી ગઈ. મહેનતનું ફળ મીઠું હોય છે. ચારુ ભણવામાં તો સારી હતી જ. એ વર્ષે તે પ્રથમ વર્ગમાં પાસ થઈ. ગુણના આધારે તેને સારા વિદ્યાલયમાં પ્રવેશ મળી ગયો. ચારુએ એક નવા વિશ્વાસ સાથે કૉલેજમાં જવાની શરૂઆત કરી. તેણે સંકલ્પ લીધો કે "રસ્તો ભૂલેલી ભોળી છોકરીઓને હું યથાશક્તિ રસ્તો બતાવીશ."

# ૧૧. સફળ તાલીમ

ઓજસને તેના પાળેલા કૂતરા ઉપર ખૂબ જ વહાલ હતું. 'ટાઈગર' હતો પણ વહાલો કૂતરો. તે અલસેશિયન જાતિનો તેજ-તર્રાર, સુંદર, હોશિયાર, વફાદાર કૂતરો હતો. થોડોક જ અવાજ થતાં જલદી સાવધાન થઈ જતો હતો એને એવું ભોંકતો કે આવનારનાં પગલાં ત્યાં જ થંભી જતાં. કોઈની હિંમત છે કે એક ડગલું પણ આગળ વધી શકે. તેના માલિકનો જરાક ઈશારો થતાં જ આગંતુકના પેટ ઉપર બંને પગ મૂકીને ઊભો થઈ જતો. તેનું આવું વર્તન, કાળો કોલસા જેવો રંગ, ચમકતી લાલ આંખો ડરાવવા માટે પૂરતી હતી.

ઓજસ કેવળ એની સેવા જ નહોતો કરતો પણ એને તાલીમ પણ આપતો. એણે તેને જાત-જાતની વાતો અને અનેક



રમતો શીખવાડી રાખી હતી. જે કોઈ એને જોતું પ્રશંસા કર્યા વગર ના રહેતું. ઘરવાળાંઓને તો ટાઈગર ઉપર બહુ જ વિશ્વાસ હતો.

એક દિવસની વાત છે. પિતાજી ઑફિસ ગયા હતા અને મા કોઈ જરૂરી કામે બહેનપણીને ત્યાં ગયાં હતાં. ઘરની સુરક્ષાની જવાબદારી ઓ!જસને સોંપીને ગઈ હતી. એપ્રિલ મહિનો હતો. બફારાવાળો બપોર હતો. ઓજસની આંખ મીંચાઈ ગઈ. એકદમ એને કંઈક ખખડાટ લાગ્યો. તેણે આંખો ખોલીને જોયું તો બે અજાણ્યા માણસો પિતાજીના ઓરડામાં ઘૂસીને સામાન સમેટતા હતા. પિતાજીનો ઓરડો અને ઓજસના ઓરડાની વચ્ચે દરવાજો હતો જેથી તે ત્યાંની બધી ગતિવિધિઓ સારી રીતે જોઈ રહ્યો હતો. તરત જ એનું ધ્યાન ગયું કે ઘરમાં તે એકલો છે. એના મોઢામાંથી એકાએક ચીસ નીકળી પડી, ‘‘ટાઈગર’’. ટાઈગર એ વખતે મકાનના મુખ્ય દરવાજા ઉપર બેઠો હતો. ચોર પાછળની ખુલ્લી બારીથી અંદર

ઘૂસ્યા હતા. ઓજસની ચીસ સાંભળીને એક માણસ એની તરફ ધસ્યો. ઓજસે હિંમતથી કામ લીધું. તે છલાંગ મારીને પલંગ ઉપરથી કૂદ્યો અને બીજા દરવાજાથી બહાર ભાગી ગયો. સાથે જ તેણે સિફતથી દરવાજો બંધ કરીને બહારથી તેને સાંકળ લગાવી દીધી. ત્યાં સુધી ટાઈગર પણ ત્યાં દોડીને આવી ગયો. ચોર ઓરડામાં બંધ થઈ ગયા હતા. ઓજસ આગળ શું કરવું તે વિચારી રહ્યો હતો ત્યાં તેણે જોયું કે ચોર તે ઓરડાની બારીના સળિયા વાળી રહ્યો હતો. તે સમજી ગયો કે ચોર ત્યાંથી નીકળીને ભાગી જવાની કોશિશ કરે છે.

તેણે વળેલા સળિયાઓ વચ્ચેથી ટાઈગરને અંદર જવા પ્રેર્યો. થોડીક જગ્યામાંથી ટાઈગર અંદર ઘૂસી ગયો. તે દરમિયાન એક ચોરે ગોળી ચલાવી. તે ટાઈગરના કાનને છેદીને નીકળી ગઈ. પણ એની પરવા તેણે ન કરી ટાઈગર ઉછળીને ચોરના ખભે પગ મૂકવા લાગ્યો તેથી તેના હાથમાંથી બંદૂક પડી ગઈ. ઓજસે જોયું કે ટાઈગર એકલો બંને ચોરોનો મુકાબલો કરી રહ્યો હતો. ઘાયલ અને ગુસ્સે થયેલા તેણે બંનેને કરડી ખાધા હતા. તે બંને ટાઈગરથી બચવા ઓરડામાં આમતેમ દોડી રહ્યા હતા. ''તમને આજે સારો પાઠ મળશે.'' ઓજસ મનોમન બોલી રહ્યો હતો. હવે તેને વાર કરવાનું ઉચિત ન લાગ્યું. તે જલદી ઘેરથી દોડ્યો અને પાડોશીને ત્યાં જઈને ઊભો રહ્યો. એણે ઉતાવળે તેમને બધી વાત કહી અને પોલીસને ફોન કર્યો. પાડોશના બે ત્રણ માણસો તરત જ ઓજસની સાથે તેના ઘેર ગયા.

બધાએ જોયું કે ઉછળીને કરડી ખાઈને, નખોરા ભરીને ટાઈગર ચોરોને આમ-તેમ દોડાવી રહ્યો હતો. તેમના મોંઢા ફીક્કાં પડી ગયાં હતાં. આટલા માણસોને જોઈ તે હાથ જોડીને બચાવો બચાવોની પ્રાર્થના કરવા લાગ્યા. થોડી વારમાં પોલીસ આવી ગઈ. ત્યાં સુધીમાં ઓજસની મા પણ આવી ગઈ. ઘરમાં એટલી બધી ધમાલ જોઈને તે તો ચોંકી જ ગઈ. પોલીસના કહેવાથી તેણે ઓરડાનું બારણું ખોલ્યું અને બૂમ પાડી, "ટાઈગર". ટાઈગર દોડતો આવીને તેના પગમાં લપાઈ ગયો. એના શરીર ઉપર બધે લોહી લાગેલું હતું. કાનમાંથી હજુ પણ સતત લોહી વહેતું હતું. પોલીસ જેવી ચોરોને લઈને ગઈ કે તરત જ ઓજસની માએ ટાઈગરને તેની સાથે ડૉક્ટરને ત્યાં મોકલ્યો. તેને ખૂબ જ થાક લાગ્યો હોવા છતાં ટાઈગરના મોંઢા ઉપર સંતોષ દેખાઈ રહ્યો હતો. ઘેર આવીને ઘણીવાર સુધી માલકણના ખોળામાં માથું મૂકીને સૂઈ રહ્યો. તે પણ એને વહાલથી પસવારતાં રહ્યાં. દીકરા અને ટાઈગર બંનેની બહાદુરીથી આજે તેમનું માથું ગર્વથી ઊંચું હતું. બંનેને લીધે આજે તેમના ઘરની સુરક્ષા થઈ હતી. બંનેને આપેલી તાલીમ



આજે વિપત્તિની કસોટી વખતે સાચી નીવડી હતી.

# ૧૨. મહેનત છે કલ્પવૃક્ષ

પુરુ હજુ તો સોળ જ વર્ષનો હતો ને અચાનક તેના પિતાજીનું મૃત્યુ થઈ ગયું. તેનાથી નાનાં ત્રણ ભાઈ-બહેન હતાં. બધાં ભણતા હતાં. પુરુ પોતે હાઈસ્કૂલનો વિદ્યાર્થી હતો. કોઈએ વિચાર્યું પણ નહોતું કે પિતાજી પરિવારની નૌકાને આમ એકાએક વચ્ચે મઝધારમાં છોડીને ચાલ્યા જશે. મા તો આ આકસ્મિક આઘાતથી જાણે કે મરવા જેવી જ થઈ ગઈ હતી.



પુરુનું હૃદય પણ ઓછું ઘવાયેલું નહોતું, પણ તે એનાં આંસૂ ચૂપચાપ પી જતો ને માને સમજાવતો. તે કહેતો, ''મા ! હું જલદી નોકરી શોધી લઈશ.''

મા તેને કંઈ જ ના કહેતી. પરંતુ તે હંમેશાં વિચારતી કે સારા-સારા ભણેલાગણેલા છોકરાઓને નોકરી નથી મળતી તો તેના

દીકરાને નોકરી કેવી રીતે મળશે ? ઘરનું ખર્ચ ચલાવવા તેણે સિલાઈ-વણાટ, પાપડ-વડી બનાવવી વગેરે નાના-મોટા કામ કરવાનું શરૂ કર્યું. પાડોશીઓએ શરૂઆતમાં બે-ચારવાર કંઈક કટાક્ષ પણ કર્યો પછી તે પણ ચૂપ થઈ ગયાં. એટલું જ નહીં, કેટલાક દિવસો બાદ તેઓ એમના ઘેર સામાન લેવા પણ આવવા લાગ્યાં. કેમ કે તેની મા થોડું કરતી હતી પણ જે બનાવતી તે સારું બનાવતી અને વસ્તુઓ શુદ્ધ સામગ્રીમાંથી સારી બનાવતી હતી. પોતાનાં બાળકોને પણ તે પ્રમાણિકતા અને મહેનતથી કામ કરવાનો ઉપદેશ આપ્યા કરતી.

પિતાજીના ફંડ-પેન્શન અને માની મહેનતથી ઘરની ગાડી જેમ-તેમ ચાલતી હતી. પણ પુરુને તેથી સંતોષ નહોતો. તેને કોઈ સારી નોકરી મળી જાય તે માટે સતત પ્રયાસ કરતો રહેતો. બાળકોનાં ત્રણ-ચાર ટ્યૂશન તેણે લીધાં હતાં. તે સાંજે બાળકોને ભણાવતો હતો અને તેમાંથી તેના ભણવા-ગણવાનો ખર્ચ પૂરો કરતો હતો.

એકવાર ટપાલ વિભાગમાં જગ્યા પડી. પુરુએ તરત જ અરજી કરી. કેટલાક મિત્રોએ કહ્યું પણ ખરું કે નાની મોટી કલાર્કની નોકરીથી શું ? કોઈ સારી નોકરીની શોધ કર. પણ પુરુ કંઈક બીજું જ વિચારતો હતો. આ વખતે એને નોકરીની બહુ જ જરૂર હતી. ભલે નાની-મોટી કેમ ન હોય. એ જાણતો હતો કે એની પ્રતિભા અને મહેનતના બળથી જ તે નિરંતર પ્રગતિ કરતો જશે.

સ્પર્ધામાં પુરુનું પાંચમું સ્થાન આવ્યું. બી.એ.ની પરીક્ષા

માટે તેણે પ્રાઈવેટ ફૉર્મ ભરી દીધું. તાલીમ પૂરી થતાં તરત જ સ્થાનિક ટપાલ કચેરીમાં કલાર્કની જગ્યા ઉપર પુરુની નિમણૂક થઈ ગઈ.

પહેલી વાર જે દિવસે નોકરી ઉપર ગયો તે દિવસે પુરુ ખૂબ જ પ્રસન્ન હતો. તે હવે સ્વાવલંબી બની ગયો હતો ને ! ભલે ને નાની નોકરી હતી પરંતુ કુટંબને મદદ કરવામાં શક્તિમાન હતો. છેલ્લા દિવસે જ માએ તેને સમજાવ્યો હતો, ''બેટા ! કામને ભગવાનની પૂજા સમજીને જ કરજે. કોઈ કામ મોટું નથી કે નાનું નથી. પ્રમાણિકતા અને મહેનતથી કરવામાં આવતું પ્રત્યેક સારું કામ મોટું છે. હંમેશાં એ વાત ધ્યાનમાં રાખજે-ઈમાનદારી અને મહેનતની કમાણી જ આખા પરિવારમાં સુખ અને શાંતિ લાવે છે, ભલે પછી તે થોડી હોય.

પુરુએ જલદીથી જ તેના કામ વડે બધા અધિકારીઓનાં મન જીતી લીધાં. તે ક્યારેય મોડો નહોતો આવતો, નહોતો કામચોરી કરતો કે ન લાપરવાહી. તેને સોંપવામાં આવતું કામ જવાબદારીપૂર્વક પૂરું કરતો. થોડા જ સમયમાં અધિકારીઓનો વિશ્વાસપાત્ર બની ગયો. સાથીઓ સાથે પણ તેનો વ્યવહાર ઘણો જ શિષ્ટ અને મીઠો હતો. તેથી એમનો પણ જલદી સ્નેહી બની ગયો.

પુરુને કામ કરતાં હજુ થોડો જ સમય વીત્યો હતો, પણ તે ઉત્તરદાયી વ્યક્તિ મનાવા લાગ્યો હતો. અધિકારીઓ તેને મહત્ત્વપૂર્ણ કામ વિશ્વાસપૂર્વક સોંપી દેતા. તેની કુશળતા અને ઈમાનદારીનું પરિણામ એ આવ્યું કે એક અધિકારી જતો તો

બીજાની સામે તેની પ્રશંસા સ્વતઃ જ ગોપનીય રીતે કરી જતો. અધિકારી તેને આગળ વધવાનું પ્રોત્સાહન આપતા. પુરુ જલદી જલ્દી પરીક્ષાઓ પાસ કરતો ગયો અને બઢતી મેળવતો ગયો. પરિણામ એ આવ્યું કે થોડાંક જ વર્ષોમાં તે અધિકારી બની ગયો. મોટેભાગે એવું જોવા મળે છે કે ઊંચું પદ મેળવીને માણસ અભિમાની બની જાય છે. પોતાના હાથ નીચેના માણસો સાથે ફિક્કો અને કઠોર વ્યવહાર કરે છે, પણ પુરમાં સહેજ પણ દંભ ન આવ્યો. તેનો સ્વભાવ અને વ્યવહાર બદલાયો નહોતો. નિરંતર આગળ વધવાની અસીમ કામના હજુ પણ એનામાં હતી. પરિણામ એ આવ્યું કે ધીમે ધીમે પ્રગતિ કરતો તે ટપાલઘરના નિર્દેશકના પદ ઉપર પહોંચી ગયો. સમાજ અને ગરીબ બેરોજગાર યુવકો માટે તે એક પ્રેરક ઉદાહરણ બની ગયો. સાચું છે કે દઢ સંકલ્પ, ઈમાનદારી અને મહેનતથી મનસ્વી માણસો કાંટાળા માર્ગને પણ સુરક્ષિત કરી લે છે.

# ૧૩. પ્રત્યુત્પન્નમતિ

ઠંડીના દિવસો હતા. જલદી અંધકાર છવાઈ ગયો હતો. ઈરા જલદી જલદી એના ઘર તરફ પગલાં ભરી રહી હતી. એ વિચારી રહી હતી કે દિવસ આથમતાં પહેલાં તે ઘેર પહોંચી જશે, પણ બહેનપણીને ત્યાં મોડું થઈ ગયું હતું. એની બહેનનો વિવાહ હતો અને ઈચ્છતી હોવા છતાંય તે જલદી નીકળી ના શકી. અત્યારે પણ તે જેમ-તેમ નીકળી હતી.



ઈરાની સાથે તેની એક બીજી સહેલી હતી, પરંતુ એનું ઘર જલદી આવી ગયું. ત્યાં સુધીનો રસ્તો પણ બજારનો હતો. પણ ઈશાને તેના ઘેર પહોંચવા માટે એક સુમસામ જેવી સડક ઉપરથી જવાનું હતું. થોડાક સમય બાદ એને લાગતું હતું કે કોઈક તેનો પીછો કરી રહ્યું છે. તે કંઈક ગભરાઈ ગઈ. તેણે ત્રાંસી નજરે પાછળ જોયું. એ તો એ જ માણસ હતો જે ચાર રસ્તાની પાનની દુકાન ઉપર એ બંનેને જોઈને અવાજ કરતો હતો. 'તે મારો પીછો કરી રહ્યો છે એવો મારો ભ્રમ પણ હોઈ શકે' એમ વિચારીને ઈશા બીજા રસ્તે વળી ગઈ. તેણે જોયું કે તેની પાછળ એ માણસ પણ વળ્યો. તે પાછળ વળી તો એ માણસ પણ એમ જ કરતો ગયો. હવે એને ચોક્કસ થયું કે તે એનો પીછો કરી રહ્યો છે. ઈશા ગભરાઈ. તેના ગભરાવાનું બીજું કારણ એ પણ હતું કે તેણે ગળામાં સોનાનો દોરો પહેર્યો હતો. જિદ્દ કરીને તે પહેરી આવી હતી. હાર લૂંટાઈ જાય તો

મા એને વધુ કાંઈ કહેશે નહીં પણ તેનું ઉદાસ મોઢું ઈરાની આંખોની સામે આવી ગયું. આવડામોટા નુકસાનની કલ્પનાથી જ તે ધ્રુજી ઊઠી. ''એને બદલે બજારમાંથી નકલી ઘરેણાં લઈને પણ પહેરી શકાય છે, જે એથીય વધુ સુંદર દેખાય છે અને એ ખોવાઈ જતાં નુકસાન પણ નથી થતું. ભવિષ્યમાં ક્યારેય આવું જોખમ નહીં લઉં'' ઈરા મનોમન બોલી. પણ પ્રશ્ન એ હતો કે અત્યારે શું કરવું ? અચાનક જ તેને એક ઉપાય સૂઝ્યો. ઈરાએ જલદીથી પાકીટમાંથી એક રૂમાલ કાઢ્યો. ગળામાંથી હાર ઉતારીને એમાં સારી રીતે બાંધ્યો અને રસ્તે ચાલતાં ચાલતાં ચુપચાપ ઝટપટ એ રૂમાલને પત્ર-પેટીમાં નાંખી દીધો. હવે તે બે-ચાર મિનિટ જ ચાલી હશે ત્યાં એને જેની આશંકા હતી તે જ બન્યું. તે માણસે ઉતાવળે આવીને તેના ગળા ઉપર ઝપટ મારી. ઈરાએ પૂરેપૂરા જોશથી બૂમ પાડી ''બચાવો, બચાવો.'' દૂર રસ્તા ઉપર એક-બે રાહદારી જઈ રહ્યા હતા તે એનો અવાજ સાંભળીને ત્યાં દોડતા આવ્યા. તેમને આવતા જોઈને તે ગુંડો ઉતાવળે ભાગી ગયો. પણ જતાં જતાં તેણે ઈરાનું પાકીટ છીનવી લીધું. તે વિચારી રહ્યો હતો કે તેણે કદાચ તેનો હાર ઉતારીને પાકીટમાં મૂક્યો છે. પાકીટમાં લગભગ દસ રૂપિયા હતા. ઈરાએ હાશ અનુભવી. આજે તે માંડ માંડ સુરક્ષિત બચી ગઈ હતી. તેનું હૃદય અત્યારે પણ જોર-જોરથી ધડકતું હતું. કદાચ તે રસ્તામાં જતાં ગુંડા પાછો મળી જાય તો ? ત્યાં સુધી બંને રાહદારીઓ તેની પાસે આવ્યા અને તેને બધી વાત પૂછવા લાગ્યા. સંજોગોવશાત્ તેમાંના એક ભાઈને ઈરાના ઘર

તરફ જ જવાનું હતું. "ચાલો હું તમને મૂકી દઈશ." તેણે કહ્યું અને ઈરાને તેના ઘેર પહોંચાડી દીધી.

ઈરાનો ચહેરો પડી ગયો હતો. તેના પગ ધ્રુજી રહ્યા હતા. તેને જોઈને માએ પૂછ્યું. "ઈરા, શું વાત છે, શું થયું તને ?"

તે માને વળગીને ધ્રુસકે ને ધ્રુસકે રડી પડી. ડરતાં ડરતાં તેણે માને બધી વાત કરી. "હું તો તને પહેલાંથી જ ના પાડતી હતી. હશે, કોઈ વાત નથી. હવે આગળથી ધ્યાનમાં રાખજે" માએ એની પીઠ થાબડતાં કહ્યું અને જલદી પાણી લાવીને પાયું. થોડીવાર બેઠા પછી ઈરા થોડી સ્વસ્થ થઈ. હવે પિતાજીનો ડર લાગવા લાગ્યો કે તે બહુ જ ગુસ્સે થશે. તેણે માને મનાવી લીધી કે તે યોગ્ય સમય જોઈને પિતાજીને બધી વાત કરે.

ઈરાના પિતાજી ખાવાનું ખાઈ રહ્યા ત્યારે તેની માએ કહ્યું, "આજે ઈરાની બુદ્ધિમત્તાને કારણે આપણે હજારોના નુકસાનમાંથી બચી ગયા."

"કેવી રીતે ?" પિતાજીએ પૂછ્યું.

માએ ઈરા દ્વારા પત્ર-પેટીમાં હાર મૂકવાની વાત સંભળાવતાં કહ્યું, "સવાર માટે તમારું કામ વધ્યું. કચેરી જતાં પહેલાં તમારે ટપાલ ઑફિસમાં જવું પડશે."

સવારે દસ વાગ્યે જ ઈરાને લઈને તેનાં માતા-પિતા ટપાલ કચેરી પહોંચ્યાં. તેમણે ટપાલ કચેરીના મુખ્ય સાહેબને રાતની પૂરી ઘટના કહી સંભળાવી. તેમણે એક માણસને ચાવી આપીને તેમની સાથે મોકલ્યો. ટપાલ-પેટીમાં રૂમાલમાં

બાંધેલો હાર એમ જ પડ્યો હતો. તે મેળવીને બધાને આનંદ થયો. ઈરાના પિતાજી મીઠાઈ લઈને પાછા ટપાલ કચેરીમાં પહોંચ્યા અને બધા કર્મચારીઓને મીઠાઈ ખવડાવી.

ઈરાએ પ્રતિજ્ઞા કરી કે હવે તે ઘરેણાંના મોહમાં નહીં પડે. ખાસ તો સોનાનાં ઘરેણાં પહેરીને મુસીબતમાં નહીં પડે અને કસમયે એકલી ક્યાંય જશે પણ નહીં. મા અને પિતાજી રાત્રે તેને એકલા ક્યાંય આવવા જવા માટે કેમ મનાઈ કરે છે ? આ વાત હવે તેની સમજમાં સારી રીતે આવી ગઈ હતી.

# ૧૪. સૂઝ-બૂઝ

ગૌરી તેના ચાર વર્ષના નાના ભાઈ ગૌરવની સાથે શાળાએથી પાછી ફરતી હતી. આજે તેનો રીક્ષાવાળો નહોતો આવ્યો. તેની રાહ જોયા બાદ બાળકો ચાલતાં જ તેમના ઘર તરફ જવા માંડ્યાં હતાં. બધાની સાથે પોતાના ભાઈનો હાથ પકડીને ગૌરી પણ નીકળી પડી. હજુ થોડુંક જ ચાલ્યાં હશે ત્યાં હળવો વરસાદ શરૂ થઈ ગયો. અંધારું ઘેરાવા લાગ્યું હતું. ગૌરી સમજી ગઈ કે જોરથી વરસાદ પડવાનો છે. બધા ઘર તરફ જલદી જલદી પગલાં ભરવા માંડ્યાં.

"ચાલો ! હું તમને ટૂંકા રસ્તેથી લઈ જાઉં છું" એક છોકરીએ કહ્યું અને બધાં એની પાછળ જલદીથી જવા લાગ્યાં. અચાનક એક દુર્ઘટના થઈ. રસ્તામાં પડેલી કેળાની છાલ ઉપર ગૌરવનો પગ પડ્યો અને તે ધડામ દઈને પાસે રહેતા નાળામાં પડ્યો. નાળું પાંચ-છ ફૂટ ઊંડું હતું. તેમાં પાણી પણ ભરેલું



હતું. ગૌરવ તેમાં ડૂબકી ખાવા લાગ્યો. ગૌરી પળભરનો પણ

વિચાર કર્યા વગર ઝટ દઈને નાળામાં કૂદી પડી. તેણે ભાઈના ખમીસનો કોલર પકડ્યો અને તેને પોતાની તરફ ખેંચ્યો. ગૌરીને તરતાં નહોતું આવડતું. પણ તેણે સાહસ ન છોડ્યું. તે એના ભાઈને સંભાળીને નાળામાંથી બહાર લઈ આવી. ત્યાં સુધી તો ત્યાં રસ્તે જતા લોકોની ભીડ પણ થઈ ગઈ હતી. બધા ગૌરીના સાહસની પ્રશંસા કરતા રહ્યાં હતાં. જો તેણે થોડીક પણ વાર કરી હોત તો તેનો ભાઈ ચોક્કસ નાળાના તળિયા સુધી પહોંચી ગયો હોત અને પાણીના પ્રવાહની સાથે દૂર ખેંચાઈ ગયો હોત તો એને શોધવાનું બહુ જ અઘરું થયું હોત.

નાના ગૌરવને શું ખબર કે તે કેવી મુસીબતમાંથી ઉગરી ગયો છે ? એ તો જોશ જોશથી રડતો જ જતો હતો. રાહદારીઓએ એક રિક્ષા ઊભી રાખીને તેમાં કેટલાંક બાળકોને બેસાડી દીધાં.

બાળકોને સ્કૂલેથી આવતાં વાર થઈ હતી તેથી ગૌરીની મા ચિંતા કરતી બારણે ઊભી હતી. કીચડમાં લોથપોથ



છોકરાઓને જોઈને તે તો ચોંકી જ ગઈ. તે કંઈ પૂછે તે પહેલાં સાથેનાં છોકરાએ બધી વાત કહી દીધી. તેણે ભગવાનને લાખ-લાખ ધન્યવાદ આપ્યા. આજે તેનાં બંને બાળકો માંડ માંડ બચી ગયાં હતાં. તેને કારણે જ આજે ગૌરવના પ્રાણોનું રક્ષણ થયું હતું. ગૌરી નાની હતી તો શું થયું? તેણે વિવેક અને હિંમતથી કામ લીધું હતું. ધૈર્ય, સાહસ અને પ્રત્યુત્પન્નમતિથી કાર્ય કરવા જતાં મોટાં-મોટાં સંકટોમાંથી પણ બહાર નીકળી શકાય છે. તે અપનાવીને નાનાં બાળકો પણ એવું કામ કરી બતાવે જે મોટાંઓ પણ જલદી નથી કરી શકતાં.

# ૧૫. સૌનું ભલું આપણું ભલું

બોર્ડની પરીક્ષાઓ ચાલી રહી હતી. કાલે ગણિતનું છેલ્લું પેપર હશે. ઋતુ રાત્રે ઊંડી ઊંઘમાં સૂઈ શકી નહીં. તેણે ત્રણ વાગ્યાનું એલાર્મ મૂકવાનું કહ્યું હતું. રોજ મા એને ઉઠાડવા માટે આવતી, પણ તે દિવસે ચિંતાને કારણે ઋતુની આંખ એની મેળે ખુલી ગઈ. એણે ઘડિયાળમાં જોયું તો રાતના બે વાગ્યા હતા. ઋતુ આળસ છોડીને બેઠી થઈ અને મોઢું ધોવા



નીચે બાથરૂમ તરફ ગઈ. ગરમીને કારણે તે અને તેનો નાનો ભાઈ બંને છત ઉપર ઊંઘ્યાં હતાં.

નીચે આવતાં ઋતુએ જોયું કે નાના ઓરડાની બત્તી બળતી હતી, ''મા કદાચ મને ઉઠાડવા આવતી હશે. એને કહી દઉં કે હું ઊઠી ગઈ છું એથી તેને ઉપર જઈને હેરાન ન થવું પડે.'' ઋતુએ વિચાર્યું. પણ જેવી તે થોડીક આગળ ગઈ કે સડક થઈ ગઈ. અંદરનું દૃશ્ય જોઈને તો એ જોરથી ધ્રૂજવા લાગી. મા અને પિતાજીના હાથ-પગ બાંધી દીધેલા હતા. તે જમીન ઉપર પડેલાં હતાં. બે ચોર ઓરડામાં ઘૂસ્યા હતા. કબાટ ખુલ્લાં પડ્યાં હતાં. એક બાજુ ખાલી હેન્ગરોના ઢગલા પડ્યા હતા તો બીજી બાજુ માની કીમતી સાડીઓ અને પિતાજીનાં કપડાં. ચોર હવે જેમાં ઘરેણાં અને રોકડ રકમ રાખેલી હતી તે કબાટના ખાનાને તોડવાની કોશિશ કરી રહ્યા હતા. એક-એક કરીને જે વસ્તુઓ ઘણા પરિશ્રમથી ભેગી કરી હતી તેમને આમ લૂંટાતી જોઈને ઋતુ આવેશથી કમકમી ગઈ. તેનો ડર પણ ભાગી ગયો.



તે દોડીને ઉપર ગઈ અને સૂતેલા ભાઈને જલદીથી ઉઠાડીને બધી વાત કરી. બંને ભાઈ-બહેને છત ઉપર સૂતેલાં પાડોશીને જગાડ્યાં. તેમને ત્યાંથી પોલીસને ફોન કર્યો અને તરત જ આવવા માટે વિનંતી કરી. પણ તેઓ જાણતાં હતાં કે પોલીસને આવવામાં વાર પણ થઈ શકે છે અને ઉપાય તાત્કાલિક કરવાનો છે. ક્યાંક એવું ન થાય કે લૂંટારા માલ લઈને જ ભાગી જાય. તેથી જ તેમણે ચાર-પાંચ બીજા પાડોશીઓને જગાડી દીધા. બેની પાસે બંદૂકો હતી. ઈચ્છે તો તેઓ પણ બધા મળીને ચોરોને ઘેરી શકતા હતા. પણ સમસ્યા એ હતી કે ઋતુનાં માતાપિતા પણ તે જ ઓરડામાં હતાં. ક્યાંક એવું ન થાય કે ગુસ્સામાં આવી તે લોકો તેમની ઉપર વાર કરે. તેથી જ તેઓ છતની સીડીથી નીચે ઘરમાં ઊતરી ગયા અને અલગ-અલગ

જગ્યાએ છુપાઈ ગયાં. ચાર માણસો ઓરડાની બહાર હતા જેમાં ઋતુનાં માતા-પિતા સૂતાં હતાં. પોટલી બાંધીને ચોર જેવા ઓરડામાંથી બહાર નીકળ્યા તેઓએ તેમને દબાવી દીધા. આ અચાનક થયેલ આક્રમણથી ચોર ગભરાઈ ગયા. ત્યાં સુધીમાં દૂર ઊભેલા બે બીજા માણસો પણ ત્યાં આવી ગયા. તેમણે ચોરો પાસેથી પોટલીઓ છીનવી લીધી. બધાંએ મળીને ચોરોના હાથ-પગ કસીને બાંધી દીધા. થોડીવારમાં પોલીસ પણ આવી પહોંચી અને તેમને થાણામાં લઈ ગઈ. ત્યાં તેમને ખૂબ જ માર પડ્યો. ત્યારે એ રહસ્ય છતું થયું કે ઋતુને ત્યાં જે નવી કામવાળી આવી છે તેનો ચોરીમાં હાથ છે. તેણે બે મહિનામાં જ આખા ઘરની શોધ-ખોળ કરી લીધી હતી અને એ જાણી લીધું હતું કે ક્યાં, કેવો અને કેટલો માલ છે? ઘરમાં કેટલાં માણસ છે ? ક્યાં સૂએ છે ? આ ખબર પણ એણે આપી હતી. ચોરીના દિવસે જ ઋતુ અને તેના ભાઈને મામાને ત્યાં ભોપાલ જવાનું હતું પણ પરીક્ષાનો કાર્યક્રમ બદલાઈ જવાથી તે દિવસે રોકાઈ જવું પડ્યું હતું. આ વાતની કામવાળીને જાણ નહોતી. તેથી ચોર ઘરમાં માત્ર બે જ વ્યક્તિ છે તેવું સમજી રહ્યા હતા અને આમ પણ ઋતુ અને તેનો ભાઈ છત ઉપર સૂતાં હતાં.

ઋતુના પિતાજીએ સાહસ અને વિવેક માટે ઋતુની પ્રશંસા તો કરી જ સાથે સાથે પાડોશીઓનો પણ ઘણો જ આભાર માન્યો જેમણે સંકટની ક્ષણમાં તેમની મદદ કરી હતી. ''એ

તો તમારા પ્રયાસો અને પ્રેરણાનું ફળ છે.'' એક યુવાને હસતાં હસતાં કહ્યું. વસ્તુતઃ ઋતુના પિતાજી ઘણા વિવેકશીલ, મિલનસાર અને પરોપકારી સ્વભાવના હતા. તે જ્યારે આ મકાનમાં રહેવા આવ્યા ત્યારે તેમણે જોયું કે પાડોશીઓ એકબીજાથી દૂર દૂર હતા જેમ કે મહાનગરોમાં સામાન્ય હોય છે. તેમણે બધા સાથે પરિચય કર્યો. તહેવારો ઉપર એકબીજાને હળવા-મળવાની પરંપરા ઊભી કરી. તેમણે મહોલ્લાની એક સમિતિ બનાવી, જેમાં દરેક ઘરનો એક સભ્ય હતો. દરેક મહિને એમની બેઠક થતી જેમાં તેઓ કોઈને કોઈ સમસ્યા ઉપર વિચાર કરતા અને સફાઈ, વિકાસ વગેરેના કાર્યક્રમ બનાવતા હતા. એનું પરિણામ એ આવ્યું કે ગંદો મહોલ્લો સાફ રહેવા લાગ્યો, વરસાદથી ખાડાઓમાં પાણી ભરાઈ જતું હતું. તો બધાએ મળીને ચાર ટ્રક માટી નંખાવી દીધી. એકબીજાનાં સુખદુઃખમાં બધાં સામેલ થતાં. બે પાડોશીઓમાં કોઈક કારણસર મન ઊંચાં થઈ જતાં, બોલચાલ બંધ થઈ જતી તો ઋતુના પિતાજી તેમનામાં સુલેહ કરાવવાનો પ્રયાસ કરતા. એક-બે વાર મહોલ્લામાં ચોરોએ ચોરી કરવાનો પ્રયત્ન કર્યો હતો ત્યારે ઋતુના પિતાજી ખબર મળતાંની સાથે જ દોડતા આવ્યા હતા અને સમયસર તેમને મદદ કરી હતી. તેમના એ બધા ગુણોને કારણે તે લોકપ્રિય હતા અને બધા તેમનો આદર કરતા હતા. એ સાચું છે કે પોતાના સારા ગુણ અને સારા વ્યવહારને કારણે જ માણસ બીજાનાં આદર અને સુરક્ષા મેળવે છે.

# ૧૬. મિત્રતાની આડશમાં

નવો વિદ્યાર્થી લલિત બધાંના આકર્ષણનું કેન્દ્ર બન્યો હતો. ઘણો મિલનસાર, ખુશમિજાજ અને વાતોડિયો હતો. તે મિત્રો માટે બહુ જ પૈસા વાપરતો. ક્યારેક તેમને કેન્ટિનમાં લઈ જતો તો ક્યારેક કોઈ ભેટ લાવી આપતો. થોડાક જ સમયમાં તેને બીજા અનેક મિત્રો થઈ ગયા. પ્રવીણ પણ તેનો ઘનિષ્ઠ મિત્ર બની ગયો હતો.

એક દિવસ શાળામાંથી જલદી રજા પડી ગઈ. લલિતે પ્રવીણને એના ઘેર આવવા બહુ જ આગ્રહ કર્યો. સાથે સાથે એ પણ સમજાવી દીધું કે એ એના ઘેર રોજના સમયે પહોંચી જશે. ઘણું કહ્યું એટલે પ્રવીણે એની વાત માની લીધી અને



સાથે ચાલી નીકળ્યો. લલિત સાઈકલ ઉપર જતો હતો, તેણે પ્રવીણને પોતાની પાછળ બેસાડી દીધો. તેની મસાલેદાર વાતોમાં પ્રવીણને આસપાસનું ધ્યાન પણ ન રહ્યું. પણ જ્યારે તે સુમસામ જેવા જંગલમાંથી જવા લાગ્યો ત્યારે પ્રવીણ ચોંક્યો. તેણે પૂછી નાખ્યું, ''ક્યાં છે તારું ઘર ? ક્યા રસ્તે જઈ

રહ્યો છે ?''

''સિવિલ લાઈન્સ'' આ રસ્તેથી ઘર નજીક પડે છે. ક્યારેક ક્યારેક અહીંથી જાઉં છું'' લલિતે કહ્યું.

તે રસ્તા ઉપર કોઈ માણસ દેખાતો નહોતો. એકાએક પ્રવીણનું ધ્યાન ગયું કે પાછલા ચાર-પાંચ મહિનામાં શાળામાંના ચાર છોકરાઓનું અપહરણ થઈ ગયું હતું. તેમનો આજ સુધી કોઈ પત્તો નથી. માએ એને કડક ચેતવણી આપી છે કે તે સીધો ઘેર આવે. જો આ જંગલમાંથી કોઈક એને ઉઠાવી જશે તો મા અને પિતાજી ઉપર શું વીતશે ? માએ એને એ પણ સમજાવી દીધું હતું કે ચોર જે બાળકોને ઉપાડી જાય છે તેમની કેવી દુર્દશા થતી હોય છે. પ્રવીણ એ બધું વિચારતાં ગભરાઈ ગયો. તેણે લલિતને જોયો. તે એની ધુનમાં મસ્ત હતો અને સાઈકલ ચલાવી રહ્યો હતો. ''જો એની સામે શંકા વ્યક્ત કરીશ તો મારી મશ્કરી કરશે.'' પ્રવીણે વિચાર્યું અને એકદમ સાઈકલ ઉપરથી ઊતરી ગયો.

''શું થયું ?'' લલિતે સાઈકલ રોકીને પૂછ્યું.

''હું તો ભૂલી જ ગયો હતો. આજે તો મારે જલદી ઘેર પહોંચવાનું છે. જો નહીં પહોંચું તો મા મને બોલાવવા માટે કોઈકને સ્કૂલમાં મોકલશે.'' પ્રવીણે કહ્યું. પછી એણે વિસ્તારથી કારણ આપ્યું કે, ''સવાર સવારમાં સ્કૂલ આવતી વખતે તે એના મામાની સૂટકેસની ચાવી સંતાડીને આવ્યો હતો. તેમને કહીને આવ્યો હતો કે તે સ્કૂલમાંથી આવીને આપશે

અને ત્યારે જ તેમનાથી જવાશે. આજે સાંજે તો તેમને જવાનું છે. જો એ નહીં પહોંચે તો બહુ જ મુશ્કેલી થઈ જશે. મા તરત જ કોઈકને સ્કૂલમાં મોકલશે અને ત્યાં જ્યારે ખબર પડશે કે રજા પડી ગઈ અને તેમનો દીકરો ત્યાં નથી તો તરત પોલીસને ખબર આપશે. પોલીસ અધિક્ષક અમારા ઘરની પાસે જ રહે છે તેથી જલદી જલદી શોધ શરૂ થઈ જશે. હું તો તારી વાતોમાં ભૂલી જ ગયો હતો'' પ્રવીણે કહ્યું.

હવે લલિતે એક શબ્દ પણ બોલ્યા વગર સાઈકલ એ જ્યાંથી આવ્યા હતા તે તરફ વાળી. પ્રવીણે ઘણું કહ્યું કે, ''તે પગે ચાલતો જતો રહેશે, તું તારા ઘેર જા'' પણ એ માન્યો નહીં. ''અહીંથી બીજા રસ્તેથી નીકળી જાઉ'' એમ કહેવા લાગ્યો. રસ્તામાં લલિત પ્રવીણ સાથે બોલ્યો નહીં.

પ્રવીણે વિચાર્યું કે અર્ધે રસ્તેથી પાછા વળ્યા તેથી તે નારાજ છે. ''હું ફરી કોઈક દિવસ જરૂર તારા ઘેર આવીશ.'' તેણે લલિતને એમ કહીને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કર્યો, પણ તે ચુપ રહ્યો. તેણે પ્રવીણને આગ્રહ પણ ન કર્યો કે ફરી તારે મારા ઘેર આવવું પડશે. મિત્રની ઉદાસી જોઈને એક વાર તો પ્રવીણને એમ થયું કે તેણે ખોટું જ બહાનું કાઢ્યું. તે એના ઘેર ગયો હોત તો. પણ કોણ જાણે કેમ પ્રવીણનું અંતર્મન કહેતું હતું કે તેણે બરાબર જ કર્યું.

ઘેર જઈને પ્રવીણે માને બધી વાત કરી. ''ખરા વખતે તેં બુદ્ધિપૂર્વક કામ કર્યું છે'' એમ કહીને તેમણે એને શાબાશી આપી. સાથે સાથે એ પણ સમજાવ્યું કે આ રીતે કોઈ

અપરિચિત છોકરાની સાથે તેના ઘેર ના જવું જોઈએ.

"અપરિચિત કેવી રીતે, મા ?" પ્રવીણે પૂછ્યું.

"તું જ તો કહે છે કે તમારી શાળામાં એ નવો આવ્યો છે. તને ખબર નથી કે એનું ઘર ક્યાં આવ્યું છે ? એના પિતા શું કરે છે ? શાળામાં તું એના વિશે જેટલું જાણે છે તે સાચું અને પૂરેપુરું નથી. હવેથી બરાબર યાદ રાખજે કે પિતાનું નામ, વ્યવસાય વગેરે બધું પહેલાંથી અમને જણાવી દેજે. જેથી અમે તેના વિશે જાણી લઈએ. કોઈ અપરિચિતની સાથે એમ જ જતા રહેવું એ જોખમવાળું છે." મા એ કહ્યું.

'મા તો નકામી શંકાઓ કર્યા કરે છે. એમનું એકમાત્ર સંતાન છું ને એટલે કદાચ થોડી વધારે જ સુરક્ષા રાખે છે.' પ્રવીણ મનોમન હસ્યો.

વાત લગભગ ભુલાઈ ગઈ. તે દિવસ પછી લલિત પ્રવીણથી કંઈક અકડાયેલો રહેવા લાગ્યો. ધીમે-ધીમે પ્રવીણ સાથે એની મિત્રતા ઓછી થઈ ગઈ. હવે બીજા નવા છોકરાઓ એના મિત્રો બની ગયા હતા. પ્રવીણ મનોમન ઈચ્છતો હતો કે લલિત તેનો મિત્ર બની રહે. પણ પોતાના તરફથી એની પાછળ ફરવું તે એને પોતાના સ્વાભિમાનની વિરુદ્ધ લાગ્યું. તેથી જ તે એની સાથે તો નહોતો રહેતો પણ એના વિશેની બધી જાણકારી રાખતો.

સ્કૂલમાંથી દર દોઢ-બે મહિને એક છોકરો ગુમ થઈ રહ્યો હતો. વાલીઓ તો પરેશાન હતાં જ. સ્કૂલના પ્રાધ્યાપકો અને શિક્ષકો પણ ઓછા પરેશાન નહોતા. સ્કૂલની બદનામી થઈ

રહી હતી. બાળકોના અપહરણમાં સ્કૂલ સાથે સંબંધિત કોઈક વ્યક્તિનો જ હાથ છે એવું નક્કી લાગી રહ્યું હતું, કેમ કે જો શહેરમાં કોઈ અડ્ડો કામ કરી રહ્યો હોય તો બીજી સ્કૂલોમાંથી પણ બાળકોને ચોરવામાં આવે, કેવળ અહીંથી જ કેમ ?

મુખ્ય આચાર્યના આગ્રહથી આખો મામલો પોલીસે હાથમાં લીધો. સાદાં કપડાંમાં છૂપી પોલીસના અનેક માણસોએ સ્કૂલને ચારે બાજુથી ઘેરી લીધી હતી અને તેઓ સખત નજર રાખી રહ્યા હતા.

પ્રવીણે ગુપ્ત પોલીસને એક મહત્ત્વપૂર્ણ સૂત્ર આપ્યું હતું. એ સૂત્ર એ હતું કે ખોવાયેલાં બાળકોમાંનાં મોટા ભાગનાં બાળકો એવાં હતાં જે લલિતની સાથે રહેતાં હતાં. બીજાં બાળકો સાથે વાત કરતાં એ તથ્યને પુષ્ટિ મળી હતી. બસ, હવે શું જોઈએ, ગુપ્ત પોલીસે છાની રીતે લલિત ઉપર નજર રાખવાનું અને તેનો પીછો કરવાનું શરૂ કરી દીધું. જલદીથી જ સચ્ચાઈ સામે આવી તે જાણી સ્કૂલના શિક્ષકો અને બાળકો બધાં ચોંકી ગયાં. લલિતનો બાળકોના અપહરણ કરનાર અડ્ડા સાથે સંબંધ હતો. તે સ્કૂલના બાળકો માટે પૈસા ખર્ચીને તેમને હરવા-ફરવા લઈ જતો અને તેમને મદદ કરતો હતો. વિશ્વાસ બેસી જતાં તે તેમને ઘેર લઈ જવા કે ફેરવવાને બહાને પોતાની સાથે લઈ જતો અને ચુપચાપ અપહરણ કરનારાઓને સોંપી દેતો. તેર વર્ષનો આ કિશોર બદલામાં મેળવતો હતો રૂપિયા અને નશીલી વસ્તુઓ. પોલીસે રંગે હાથ લલિતને ગિરફતાર કર્યો હતો. તેણે તરત જ સચ્ચાઈનો સ્વીકાર કર્યો અને બધી

વાત ઓકી દીધી.

લલિતનો સંબંધ અપરાધીઓના એક મોટા અડ્ડા સાથે હતો. જેને તે પોતે પણ જાણતો નહતો. તે એમના હાથનું રમકડું બની ગયો હતો. જોકે તે નશીલી ચીજોનું સેવન કરવાનો અભ્યસ્ત થઈ ગયો હતો. પોલીસે આશ્વાસન આપીને તેને પોતાના પક્ષમાં લઈ લીધો. પછી તેની મદદથી પોલીસે તે અડ્ડાના અનેક સભ્યોને ગિરફતાર કર્યા. તરત જ તેમનાં અપકૃત્યોનો ભાંડો ફૂટી ગયો. તેઓ બાળકોને ચોરીને તેમને લૂલાં-લંગડા, આંધળા બનાવીને દેશના જુદા જુદા ભાગોમાં મોકલીને ખિસ્સાકાતરુ બનાવીને પૈસા કમાતા હતા. બીજાં પણ ઘણાં સમાજવિરોધી કામ હતાં જેમાં તેઓ બાળકોને સંડોવતા હતાં. લલિત તો આ બધું જાણીને હક્કોબક્કો રહી ગયો. તેનો અંતરાત્મા ધિક્કારવા લાગ્યો. તેણે આત્મહત્યાનો પણ પ્રયાસ કર્યો, પરંતુ પોલીસે તેને બચાવી લીધો અને બાલસુધાર ગૃહમાં મોકલી દીધો.

# ૧૭. સાહસી બાળક

નાનકડી બાલિકા મોનાલિસા ખભે દફતર લટકાવી સ્કૂલ જઈ રહી હતી. તે તેની ધૂનમાં મસ્ત હતી. સડક ઉપર અવર-જવર બહુ હતી. તે ફૂટપાથ ઉપર ચાલતી હતી. આજે તેની સહેલીઓ નહોતી આવી તેથી તે એકલી જ ઉતાવળે પગલે જઈ રહી હતી. એકાએક તેની નજર સડક પાર કરતા એક આંધળા બાળક ઉપર પડી. તે સડક પાર કરવા ઈચ્છતો હતો



પણ સતત કારોની આવ-જા થતી હતી. ''અરે, બિચારો કેવી રીતે પસાર થશે ?'' મોનાલિસાએ વિચાર્યું. તેના મનમાં એ બાળકને જોઈને સહાનુભૂતિ જાગી, ''હું એને સડક પાર કરાવી દઉ'' એણે વિચાર્યું. મોનાલિસાએ હજુ તો તેની તરફ પગલું ભર્યું જ હતું કે તેણે જોયું તો તે બાળક બે ચાલુ ગાડીઓની વચ્ચે ફસાઈ ગયો છે અને તે કચડાઈ જઈ શકે છે. મોનાલિસાએ ઝટ દફતર ફૂટપાથ ઉપર ફેંક્યું અને વીજળીની ઝડપે દોડીને આંધળા બાળકનો હાથ પકડી ફૂટપાથ ઉપર ખેંચી લાવી.

''શું છે, શું છે ?'' આંધળો બાળક ગભરાઈને બોલ્યો.

''યમરાજને ત્યાં જઈ રહ્યો હતો, બચી ગયો'' મોનાલિસા બોલી.

ત્યાં સુધીમાં તો આ પાંચ-છ વર્ષની નાની બાળકીના સાહસને જોઈને રસ્તે જતા ચાર-છ માણસો ત્યાં એકઠા થઈ ગયા. મોનાલિસાને વાગ્યું નહોતું તે જોઈને તેઓ ખુશ થયા. મોનાલિસાએ જે કામ કર્યું હતું તે કરવાનું સાહસ બીજા મોટા

મોટા પણ નથી કરી શકતા. તે એ બાળકને સમજાવી રહ્યા હતા કે કેવી રીતે એક નાનકડી બાલિકાએ તેના પ્રાણ બચાવ્યા.

"તો તો તું મારા ઘેર ચાલ મારી માને મળીને જા" તે બાળકે કહ્યું.

મોનાલિસાએ તેને સમજાવ્યો કે તેને સ્કૂલમાં મોડું થઈ જશે. પણ એ બાળકે તો તેની એકેય વાત સાંભળી.નહીં અને તેનું રટણ ચાલુ જ રાખ્યું.

"ક્યાં છે તારું ઘર ?" મોનાલિસાએ પૂછ્યું.

"સાવ નજીક છે" બાળકે કહ્યું. આખરે તે મોનાલિસાને પોતાના ઘેર લઈ જ ગયો.

બાળકે એની માને બધી જ વાત કરી તો એમણે મોનાલિસાને છાતીસરસી ચાંપી. એને કારણે જ આજે તેમના અગિયાર વર્ષના આંધળા બાળકનો જાન બચ્યો. તેમણે મોનાલિસાને એના ઘરનું સરનામું પૂછ્યું અને ટૉફી આપીને સ્કૂલમાં મોકલી દીધી. ત્યાર પછી તે બાળકની માએ મોનાલિસા માટે સુંદર કપડાં, ભેટ વગેરે ખરીદી અને સ્કૂલથી આવતાં પહેલાં જ તે બાળક શિવને લઈને તેના ઘેર પહોંચી ગઈ. ત્યાં તેમણે મોનાલિસાની માને બધી વાત કરી. પોતાની દીકરીની બહાદુરીની વાત સાંભળીને તેમનું માથું ગર્વથી ઊંચું થઈ ગયું. તેમણે કહ્યું કે મોનાલિસાને બીજાઓની મદદ કરવાનું કેવું ગમે છે. અપંગ કે અંગહીન બાળકો પ્રત્યે તો એને વધારે સહાનુભૂતિ છે. શિવની મા સમજી ગઈ કે એ તેની માતાની તાલીમનું જ પરિણામ છે. નહીં તો મોટે ભાગે બાળકો આવાં

બાળકોની મશ્કરી જ કરતાં હોય છે.

એટલામાં મોનાલિસા પણ સ્કૂલથી આવી ગઈ. શિવની માએ તેને એક રાખડી આપતાં કહ્યું, બેટા ! ભાઈને રાખડી બાંધ. હવે એનું આ જીવન તારી જ દેણ છે !

ત્યારબાદ તેમણે મોનાલિસાને મીઠાઈ અને કેટલીય ભેટો આપી તેની માએ ઘણી મનાઈ કરી પણ તે ન માન્યાં. આંખોમાં આંસુ સાથે એ બોલી, ''આજે મને ના ન પાડો.''

શિવને એક વહાલી બહેન મળી ગઈ. બંનેમાં બહુ જલદી ઘનિષ્ઠતા થઈ ગઈ. સ્કૂલમાંથી આવ્યા બાદ બંને એકબીજાને ન મળે ત્યાં સુધી ચેન ના પડે. મોનાલિસાને ખબર પડી કે શિવ જન્મથી અંધ નથી. ખૂબ જ તાવને કારણે ત્રણ વર્ષ પહેલાં તેની આંખોની રોશની જતી રહી, અનેક ઉપચારો કરવા છતાં તે પાછી ન આવી. મોનાલિસા તેને સ્નેહપૂર્વક ઘણી વાતો કરે છે. તે વાતો સાંભળીને તે આ સંસારની ઘણી કલ્પનાઓ કરી શકે છે. મોનાલિસાના રૂપમાં તેને એનું દુઃખ-દર્દ વહેંચનારો સુંદર મિત્ર મળી ગયો. તે ઘણીવાર હસીને કહે છે, ''મોની ! તારા જેવી વહાલી બહેન આપવા માટે ભગવાને મને મારવાનું એ નાટક કર્યું હતું.''

શિવ અને બીજા માણસોની પ્રશંસા થતાં મોનાલિસાને તેના વીરતાભર્યા કામ માટે ભેટ અને પ્રશસ્તિપત્ર મળ્યાં.

## ૧૮. ખોટું મનોરંજન

પ્રમોદ એક કસ્બામાં રહેતો હતો. તેને ઘણી મોટી હવેલી



હતી. તેનું કુટુંબ ત્યાંનું સૌથી ધનિક કુટુંબ ગણાતું. ઘણી પેઢીઓથી એમના પરિવાર ઉપર લક્ષ્મીની કૃપાદૃષ્ટિ હતી. પરિશ્રમ, સચ્ચરિત્રતા, નૈતિકતા, ધાર્મિકતા વગેરે એમના પરિવારના પરંપરાગત ગુણો હતા. તેને કારણે એના પિતા ઘણા જ લોકપ્રિય હતા. અનેક માણસોને એ સારું નહોતું લાગતું. તેઓ મનથી એમને પસંદ નહોતા કરતા અને તેમના અશુભની કામના કર્યા કરતા.

એકવાર પ્રમોદના પિતાને ધાડપાડુઓનો એક પત્ર મળ્યો જેમાં તેમણે લખ્યું હતું કે તેઓ અમાસની રાતે તેમને ત્યાં ધાડ

પાડશે. જો પોલીસને પણ જાણ કરી તો સારું નહીં રહે અને તેમના પરિવારના બધા સભ્યોને મારી નાખવામાં આવશે. આવો પત્ર મળતાં પ્રમોદના પિતા ચિંતાગ્રસ્ત થાય તે સ્વાભાવિક હતું. તે પત્રને લઈને તરત થાણેદાર પાસે ગયા. થાણેદાર તેમનો ઘનિષ્ઠ મિત્ર હતો. તેમણે તેને ધીરજ આપી અને સુરક્ષા માટેનું પૂરેપૂરું આશ્વાસન આપ્યું.

થાણેદારે તરત જ બે સિપાઈઓને પ્રમોદના ઘરની સુરક્ષા માટે મૂકી દીધા. અમાસના એક દિવસ પહેલા ફાટેલાં સાદાં કપડાંમાં અનેક પોલીસ કર્મચારીઓએ તેમના ઘરને ઘેરી લીધું. થાણેદાર તથા અન્ય ઑફિસરો ડાકુઓ સાથે લડવા ઈચ્છુક હતા, તેથી જ અમાસના દિવસે સવારથી જ તેઓ ત્યાં સાદાં



કપડાંમાં છુપાયેલા હતા. આખો દિવસ અને આખી રાત રાહ જોતાં-જોતાં વીતી. હવેલીની બહાર પોલીસ-દળ સાદાં કપડાંમાં પહેરો કરતું. બેચેનીથી ડાકુઓની રાહ જોઈ રહ્યું હતું. તો હવેલીની અંદર પરિવારના કોઈ સભ્યની આંખમાં ઊંઘ નહોતી. આખા ઘરમાં તેજ પ્રકાશ હતો અને બધા બેચેન થઈ અંદર-બહાર ફરી રહ્યાં હતાં. રાત વીતી, સવાર થઈ, બધો ચેનનો શ્વાસ લીધો, ''ડાકુઓએ તેમનો કાર્યક્રમ બદલી નાખ્યો છે'' તેવું બધાએ વિચાર્યું. બે સિવાયના બીજા બધા પોલીસવાળા પણ ત્યાંથી ચાલ્યા ગયા. ઘરના બધા માણસો પણ ખાઈ-પીને સૂઈ ગયાં. તે બધા આખી રાતના ઉજાગરાથી થાક્યાં હતાં. તેથી જલદી જલદી ઊંડી ઊંઘમાં સૂઈ ગયાં.

સાંજના સમયે પ્રમોદની માનું ધ્યાન અચાનક જ નાના ઓરડા તરફ ગયું. તે ઓરડો ખરેખર તો પાલતુ પશુઓને માટે જ બનાવ્યો હતો અને લગભગ ખાલી પડી રહેતો હતો. ત્યાં કંઈક અંધારા જેવું છવાયેલું રહેતું. ઓરડાનાં કમાડને બંધ જોઈ પ્રમોદની મા ચોંકી. તેમણે નજીક જઈને કમાડને ધક્કો માર્યો. તે અંદરથી બંધ હતાં, હલ્યાં નહીં, અંદરથી કેટલીક વ્યક્તિઓનો અસ્પષ્ટ અવાજ સંભળાયો. પ્રમોદની મા પાછા પગલે પાછી વળી અને તરત પ્રમોદના પિતાની પાસે દોડતી ગઈ. તેમનો શ્વાસ ધમણની જેમ ચાલતો હતો. ઊંચા સ્વરે હાંફતાં જઈને તેમણે કહ્યું, ''ડાકુઓ આવી ગયા'' ''ક્યાં, કેવી રીતે ?'' પ્રમોદના પિતાજીએ આશ્ચર્યથી પૂછ્યું. તેમણે આંગળી વડે તે ઓરડા તરફ ઈશારો કર્યો. પિતાએ મોટા

છોકરાને તરત જ પોલીસને જાણ કરવા મોકલ્યો અને પોતે બંદૂક લઈને ત્યાં દોડતા ગયા. કમાડ ખખડાવતાં પહેલાંની જેમ કેટલાક માણસોનો અસ્પષ્ટ અવાજ સંભળાયો. તેમણે કડક અવાજમાં કહ્યું, ''બારણું ખોલો, નહીં તો કમાડ તોડીએ છીએ'' જવાબમાં અંદરથી બંદૂક ફોડવાનો અવાજ આવ્યો. હવે થાણેદારથી રહેવાયું નહીં. તે જોરથી બોલ્યા, ''ડરપોકોની જેમ અંદર શું છુપાયા છો ? હિંમત હોય તો બહાર નીકળો અને શરણે થાવ.'' જવાબમાં ફરી અંદરથી બંદૂકનો અવાજ આવ્યો. હવે થાણેદારે ગુસ્સામાં બૂમ પાડી કે બે મિનિટમાં જો બારણું નહીં ખોલો તો પોલીસવાળા તેને તોડવાની કોશિશ કરે. ત્યારે અંદરથી ભયભીત અવાજ આવ્યો, ''પિતાજી પિતાજી'' બધાં ચોંકી ઊઠ્યાં. ''અરે પ્રમોદ અંદર છે શું ?'' પ્રમોદના પિતા ગભરાઈને બોલ્યા. તેમણે આસપાસ જોયું, પ્રમોદ સિવાયના ઘરના બધા જ માણસો તેમની આસપાસ ઊભાં હતાં. હવે બધાંની સામે એ સ્થિતિ સ્પષ્ટ થઈ ગઈ કે ડાકુઓએ અંદર પ્રમોદને પકડી લીધો છે. ''હે ભગવાન !'' કહેતી પ્રમોદની મા તો ગભરાટને કારણે બેસી જ પડી. થાણેદારે તેમને ધીરજ આપી કે ભાભીજી બધું જ સારું થશે. તમે બિલકુલ ચિંતા ન કરો'' પછી તેમણે ઊંચા અવાજે કહ્યું, ''અમે તમને કોઈ નુકસાન નહીં કરીએ, બારણું ખોલો'', થોડીવાર પછી અચાનક કમાડ ખુલ્યાં અને ગભરાયેલો પ્રમોદ બહાર નીકળ્યો. થાણેદારે તરત જ થોડાક માણસો સાથે

આગળ વધી ઓરડામાં અજવાળું કરી નાખ્યું. તેઓ આશ્ચર્યથી દંગ રહી ગયા. ત્યાં તો કોઈ નહોતું. તેમની નજર ઉપર પડી. બધું બરાબર હતું, તેમણે પ્રમોદ તરફ જોયું. કંઈક પૂછવા જ જતા હતા ત્યાં તેમના પગમાં પડી તે બોલ્યો, ''કાકા માફ કરજો. હું તો બધાની હિંમત ચકાસતો હતો. આમેય આજે પહેલી એપ્રિલ છે ને ?''

થાણેદાર ક્ષણભરમાં આખી વાત સમજી ગયા. એના માથા ઉપર ટપલી મારતાં બોલ્યા, ''બચી ગયો બચ્ચુ ! આજે તો એકાદ ડંડો માથા ઉપર પડી જાત કે ગોળી લાગી જાત તો પહેલી એપ્રિલ નીકળી જાત.''

''ખોદ્યો પહાડ અને નીકળ્યો ઉંદર'' જેવી વાત થઈ. પ્રમોદના પિતાને તેની ઉપર બહુ જ ગુસ્સો ચડ્યો. પણ એ વખતે તો એ ચૂપ રહ્યા. તેમણે પોલીસદળને ચા-નાસ્તો કરાવ્યો અને વિદાય કર્યા. તે ગયા ને તરત જ તેમણે પ્રમોદને બોલાવ્યો અને કહ્યું, ''વિચાર તો ખરો ! તેં કેવું દુસ્સાહસ કર્યું ? તેં આ રીતે બધાં ઘરવાળાંના શ્વાસ અધ્ધર કરી દીધા તે શું સારું કર્યું ? શું આ મજાકનો વિષય હતો ? આ રીતે જો પોલીસવાળાઓ સાથે મજાક કરીએ તો કાલ ઊઠીને આવવું હશે તો તેઓ આનાકાની નહીં કરે ? પછી તેઓ સમયસર આવે ખરા ?

પ્રમોદ માથું ઝુકાવી ચૂપચાપ સાંભળતો ગયો. 'ખરેખર મેં બહુ જ મોટી ભૂલ કરી' તે મનોમન વિચારતો.

પિતાજી ફરી કહેવા લાગ્યા, ''આ સારું સાહસ નથી.

દુસ્સાહસ છે. પોતાના શ્રમ, શક્તિ અને ચિંતનને નિરર્થક અનુપયોગી, બીજાઓને છેતરવા માટે અને મૂર્ખ બનાવનારા કામોમાં ન વેડફી નાખ.'' જો કરી શકે તો એવાં કામ કર, જેથી બીજાનું ભલું થાય અને તેમને કંઈક પ્રેરણા મળે.''

# ૧૯. સંગ તેવો રંગ

ગૌરવ તેના માતાપિતાનો એક જ પુત્ર હતો. તેના માતા-પિતા તેને ખૂબ જ ચાહતાં હતાં. તેની દરેક ઈચ્છાને પૂરી કરતાં હતાં. તેમણે તેને ઘણી લગનથી મોટો કર્યો હતો. બાળપણથી જ સારી વાતો પણ શિખવાડી હતી અને સારા ગુણો શિખવાડ્યા હતા. તે દરરોજ સવારે ઊઠીને માતા-પિતાને પ્રણામ કરતો હતો. તેમનું કહ્યું માનતો હતો. સાચું બોલતો હતો. તેની મોટી બહેનોનું કામ કરતો હતો. જ્યારે તે લગભગ ત્રણ વર્ષનો થયો તો તેની બહેને તેને ઘેર ભણાવવાનું શરૂ કર્યું. તેને સારી કવિતાઓ શિખવાડી. એકડે એક ઘડિયા વગેરે પણ શિખવાડ્યાં. જ્યારે ઘેર કોઈ મહેમાન આવતું તો બધાં ગૌરવને કવિતા સંભળાવવાનું કહેતાં. ગૌરવ તેની તોતડી ભાષામાં ઘણા ઉત્સાહથી તેમને સંભળાવતો. ઘેર જે જતાં તે ગૌરવને જોઈ ઘણાં ખુશ થતાં.

ગૌરવ જ્યારે ચાર વર્ષનો થયો ત્યારે તેના પિતાજીએ તેને સ્કૂલમાં ભણવા મૂકી દીધો. તે પણ ખુશ થઈ દફતર લઈને ભણવા જતો. સારા છોકરાંઓ એવું જ કરે. તેમને ભણવાનું સારું લાગે છે. તે સ્કૂલે જતી વખતે રડતા નથી.



શરૂઆતમાં ગૌરવનું મન સ્કૂલમાં નો'તું લાગતું. તે ત્યાં જતો અને ચુપચાપ બેસી રહેતો. વર્ગમાં ધ્યાનથી પાઠ સાંભળતો રહેતો. પણ ધીમે-ધીમે તેને ત્યાં સારું લાગવા લાગ્યું. તે તેની આજુબાજુનાં બાળકો સાથે પણ લડતો હતો. ધીમે-ધીમે તેને થોડાક મિત્રો પણ બની ગયા. ગૌરવની સૌથી વધુ મૈત્રી દીપુ, શાલૂ અને મૈત્રી સાથે હતી. તેઓ ઘેરથી પૂછ્યા વગર પૈસા પણ લઈ આવતા અને સ્કૂલમાં બહુ જ વસ્તુઓ લાવીને ખાતા. તેનું મન ભણવામાં ઓછું લાગતું અને રમવામાં વધારે લાગતું. વર્ગમાં ભણતી વખતે તેઓ શિક્ષકની વાતો ધ્યાનથી સાંભળતા નહોતા. ક્યારેક અંદરોઅંદર વાતો પણ કરતા. પણ ગૌરવ નાનો હતો તેને ખબર નહોતી કે કોણ સારું છે કે કોણ ખરાબ છે.

ગૌરવની એક શિક્ષિકા તેના ઘરની પાસે રહેતી હતી. ઘણા સમયથી તે તેને જાણતી હતી. તેમણે તેને ઘણું સમજાવ્યો કે દીપુ, શાલૂ અને મનુની સાથે ના રહે. તેમનામાં ઘણી ગંદી



ટેવો છે, પણ ગૌરવના ના માન્યો. ત્યારે શિક્ષિકાએ ગૌરવના પિતાજીને બધી વાતો કરી દીધી.

ગૌરવના પિતાજી ઘણા સમજદાર હતા. તે એને વઢતા નહોતા. વહાલથી બધી વાતો સમજાવતા. તેમણે એક ઉપાય વિચાર્યો. ગૌરવને સંતરાં બહુ ગમતાં. તેમણે ગૌરવની સામે જ થેલીમાંથી મોટાં સરસ સાત-આઠ સંતરાં કાઢ્યાં. ગૌરવે વિચાર્યું કે પિતાજી મને ચોક્કસ સંતરાં આપશે. પિતાજીએ તેમને
વિચાર્યું કે પિતાજી મને ચોક્કસ સંતરાં આપશે. પિતાજીએ તેમને
એક ટોપલીમાં મૂકીને કબાટ બંધ કરી દીધું.

ગૌરવ બોલ્યો, ‘‘પિતાજી ! આપણે સંતરાં ખાઈશું.’’

પિતાજીએ કહ્યું, ‘‘હજુ તો કાચાં છે, પરમ દિવસે ખાઈશું.’’

ત્રીજા દિવસે પિતાજીએ ગૌરવને કહ્યું, ‘‘કબાટમાંથી થેલી કાઢી લાવો. બધાં સંતરાં ખાઈએ.’’

ગૌરવ દોડીને તેની બહેનને પણ બોલાવી લાવ્યો. તેણે

ખૂબ જ ઉત્સાહથી ટોપલી કાઢી. પિતાજીએ બંનેને એકેક સંતરું આપ્યું. પણ આ શું ? બંનેનાં સંતરાં સડેલાં નીકળ્યાં. ત્યારે પિતાજીએ બંનેને બીજાં ફળ આપ્યાં. તે પણ સડેલાં જ નીકળ્યાં. ગૌરવ બોલ્યો, ''પિતાજી ! તમે તો બધાં જ સંતરાં સડેલાં લાવ્યા છો.''

પિતાજી કહે, ''ના ગૌરવ ! સંતરું તો એક જ બગડેલું હતું.''

''તો પછી બધાં કેમ બગડેલાં નીકળે છે?'' ગૌરવે પૂછ્યું.

પિતાજીએ સમજાવ્યું કે એક ખરાબ સંતરાની સાથે રહેવાથી બધાં સારાં સંતરાં ખરાબ થઈ ગયાં. ગૌરવને આશ્ચર્ય થઈ રહ્યું હતું. શું આવું પણ થઈ શકે ?

પિતાજી કહેતા હતા, ''ગૌરવ ! આપણે જેવા સંગમાં કહીએ છીએ તેવો પ્રભાવ આપણી ઉપર પણ પડે છે. ગંદાં બાળકો સાથે રહેવાથી સારાં બાળકો પણ ખરાબ થઈ જાય છે. આપણા મિત્રો સારા બનાવવા જોઈએ. એથી સારી ટેવો પડે છે. હવે જરા તું પણ જણાવ. તારા મિત્રો કોણ કોણ છે?

ગૌરવ બોલ્યો, દીપુ, શાલૂ અને મનુ છે.

પિતાજીએ સમજાવ્યું, એમનામાં ગંદી ટેવ છે. ચુપચાપ ઘરમાંથી પૈસા લઈ જાય છે. ભણવામાં મન પણ નથી લગાડતા. પીયૂષને જુઓ તે સારો છોકરો છે. મન લગાવીને ભણે છે. ઘેર પણ તેને બધાં વહાલ કરે છે.

ગૌરવને વાત સમજાઈ ગઈ. તેણે દીપુ, શાલૂ અને મનુનો સાથ છોડી દીધો. પીયૂષ સાથે દોસ્તી કરી લીધી.

મુદ્રક : યુગ નિર્માણ યોજના પ્રેસ, મથુરા.